# ઇન્દુને પત્રો

[દુનિયાની ઉત્પત્તિ અને પ્રારંભના દિવસોનું બાળકોને માટે લખેલું ટૂંક વર્ણન]

જવાહરલાલ નેહરુ





નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# ઇન્દુને પત્રો

[ દુનિયાની ઉત્પત્તિ અને પ્રારંભના દિવસોનું બાળકોને માટે લખેલું ટૂંક વર્ણન ]

જવાહરલાલ નેહરુ



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

પ્રકાશક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન પ્રકાશન મંદિર
કાળુપુર, અમદાવાદ



પહેલી આવૃત્તિ, પ્રત ૩૦૦૦
જૂન, ૧૯૪૪

મુદ્રક
ચતુરભાઈ શનાભાઈ પટેલ
શ્રી મહેન્દ્ર મુદ્રણાલય
મામાની હવેલી, શાકબજાર
અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

પંડિત નેહરુએ લખેલા જગતના ઇતિહાસના અંગ્રેજી પુસ્તકનું ગુજરાતી અમારા તરફથી તૈયાર થઈને છપાવા માંડયું હતું તે દરમિયાન લડત શરૂ થવાથી એ કામ ઢીલમાં પડયું. તે હવે સગવડ થતાં જ પાછું શરૂ થશે.

પંડિતજીએ લખેલાં એ પ્રકરણો મૂળ તેમની પુત્રી ઇન્દિરાને તેમણે પત્રરૂપે લખી મોકલેલાં. તે પહેલાં ઇન્દિરાને દુનિયાની ઉત્પત્તિનો ખ્યાલ આપવાના આશયથી આ પત્રો તેમણે લખ્યા હતા. એટલે એક રીતે 'ઇન્દુને પત્રો' પેલા જગતના ઇતિહાસની પ્રસ્તાવનારૂપ લેખી શકાય.

અમારા એક મિત્રે એનું ભાષાન્તર કરી આપ્યું છે તે પ્રસિદ્ધ કરતાં અમને આનંદ થાય છે. અમને આશા છે કે જે બાળકોને માટે આ પત્રો પંડિતજીએ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યાં હતા તેમના ઉપરાંત સામાન્ય વાચકને પણ એમાં રસ પડશે.

# અનુક્રમણિકા

## ચિત્રોની યાદી

# પ્રસ્તાવના

૧૯૨૮ના ઉનાળામાં મારી દીકરી ઇન્દિરાને મેં આ પત્રો લખ્યા હતા. તે વખતે તે હિમાલયમાં મસૂરીમાં રહેતી હતી અને મારું રહેવાનું નીચેનાં મેદાનોમાં થયું હતું. દશ વર્ષની નાની છોકરીને સંબોધીને અંગત રીતે એ પત્રો લખાયેલા છે. પણ જેમની સલાહ મને માન્ય હોય છે એવા કેટલાક મિત્રોએ એ પત્રોમાં કંઇક વિશેષતા જોઈ અને તેમણે મને એ પત્રો સામાન્ય વાચકને માટે પ્રસિદ્ધ કરવાની સૂચના કરી. બીજાં બાળકોને આ વાતો ગમશે કે કેમ તે હું જાણતો નથી. પણ મને એવી ઉમેદ છે ખરી કે જે બાળકોને એ પત્રો વાંચવાના મળશે તે બધાં આપણી આ દુનિયાને જુદી જુદી પ્રજાઓનાં બનેલા એક મોટા કુટુંબરૂપે ઓળખતાં શીખશે. વળી મને એવી પણ થોડી ઉમેદ છે કે એ પત્રો લખતી વખતે મને જે આનંદ મળ્યો હતો તેનો કંઇક અંશ તેના બાળ વાચકોને પણ મળશે.

આ પત્રો લખવાનું એકાએક બંધ થયું હતું. કેમકે ઉનાળો પૂરો થયો એટલે ઇન્દિરા હિમાલયમાંથી પાછી આવી અને ૧૯૨૯ના ઉનાળામાં તેનું મસૂરી કે એવી કોઈ બીજી જગ્યાએ જવાનું ન થયું. છેલ્લા ત્રણ પત્રોમાં દુનિયાના ઇતિહાસના એક બીજા જમાનાની વાત શરૂ થાય છે, અને તેથી તે ત્રણે આગળના પત્રોથી જુદા પડી જાય છે. પરંતુ એ વિષે હું કંઈ વધારે લખીશ એમ મને લાગતું નથી તેથી તેમને પણ સાથે જ લઈ લીધા છે.

મૂળ પત્રો અંગ્રેજીમાં લખાયેલા હોવાથી તેનો લાભ બહુ થોડા વાચકોને મળશે એનું મને દુઃખ છે પણ આખરે એ દોષ મારો જ ગણાય. હવે તો તરજુમો કરાવીને જ એનો ઉપાય થઈ શકે. હિન્દી ભાષાન્તર તો તૈયાર થઈ રહ્યું છે અને સૌ રૂડાં વાનાં હશે તો તે જલદી પ્રસિદ્ધ થઈ જશે.

અલ્લાહાબાદ,
નવેમ્બર, ૧૯૨૯.

**જવાહરલાલ નેહરુ**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

જેને માટે આ પત્રો લખાયા હતા તે મારી દીકરી ઇન્દિરા ઉપરાંત બીજાં બાળકો માટે આ પત્રો પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કરતાં મને ઘણો સંકોચ રહેતો હતો. પણ વર્તમાનપત્રો તેમજ જનતા તરફથી જે પ્રીતિથી એ પત્રોને આવકાર મળ્યો તેથી મારી શંકાઓ દૂર થઈ અને મને હિંમત આવી. પહેલી આવૃત્તિ ક્યારની ખપી ગઈ છે, અને પત્રોના મૂળ લેખકની પાસે પણ તેમની એકે નકલ રહી નથી. તેથી આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. થોડી નજીવી ભૂલો સુધારી લેવા ઉપરાંત મૂળમાં કશો ફેરફાર કર્યો નથી.

આ નાની ચોપડીને જે આવકાર મળ્યો તેથી મારો ઉત્સાહ વધ્યો હતો અને એ પત્રોમાં એવા જ બીજા ઉમેરવાનો મેં વિચાર રાખ્યો હતો. પણ મારી સેવા મેં જેને અર્પી છે તે ભારતમાતા મને બીજી ફાલતુ બાબતોમાં પડવાનો બહુ ઓછો સમય આપે છે. તેથી નવાં કામો માથે લેવાની મને વૃત્તિ જ થતી નથી. ગયે વરસે નૈની જેલમાં મારું બેસવાનું થયું ત્યારે પેલો વિચાર મને પાછો થઈ આવ્યો. વખતની તો ત્યાં વાણ નહોતી. પણ જેલમાંથી વારંવાર કાગળો લખવાના મળતા નથી. અને ત્યાં જરૂરી પુસ્તકો પણ મળતાં નથી. વળી જેલની બહાર હિન્દમાં પ્રજા રોજેરોજ જે ઇતિહાસ ઘડી રહી હતી તેનાથી મારું દિલ એટલું ભરેલું હતું કે મરી ગયેલા ભૂતકાળનું ચિંતન કરવા બેસવાની મારી તૈયારી નહોતી. એટલામાં વળી મારે જેલ બહાર જવાનું થયું પણ એક જ અઠવાડિયું બહાર

ગાળીને હું ત્યાં પાછો ફર્યો. વળી પાછા મહિના પર મહિના વહી ગયા. આખરે આ વર્ષની પહેલી જાન્યુઆરીને દિવસે આ પત્રોનું લખાણુ ફરીથી શરૂ કરીને ચાલુ રાખવાનો મેં નવા વર્ષનો સંકલ્પ કર્યો. મારું કામ થોડુંક ચાલ્યું એટલામાં ૨૬ મી જાન્યુઆરીને દિવસે મને એકાએક પાછો છોડી મૂકવામાં આવ્યો. કૌટુમ્બિક આપત્તિ અને જાહેરસેવાનાં કાર્યોના વમળમાં વળી પાછો હું સપડાયો અને મારે આમથી તેમ સારી પેઠે અથડાવાનું થયું. મારા સંકલ્પના કાર્યને ચાલુ કરવાને જેલની ઓરડીની શાન્તિ અને આરામ ફરી પાછાં મેળવવાની હું વાટ જોઈ રહ્યો છું.

જો કે દરમિયાનમાં ઇન્દિરા તો મોટી થતી જાય છે અને સંભવ છે કે તેના વધતા જતા જ્ઞાનની સાથે હું દોડી નહિ શકું.

અલ્લાહાબાદ
ઑક્ટોબર, ૧૯૩૧

જવાહરલાલ નેહરુ

# ૧

# કુદરતનો ગ્રંથ

આપણે બન્ને જ્યારે સાથે રહીએ છીએ ત્યારે તું મને ઘણી વસ્તુઓ વિષે જાતજાતના સવાલો વારંવાર પૂછે છે અને હું તે બધાના જવાબો આપવાની કોશિશ કરું છું. પણ હાલ તું ત્યાં મસૂરીમાં છે અને હું અહીં અલ્લાહાબાદમાં છું તેથી આપણા એ સવાલજવાબો થતા નથી. એટલે હવેથી આપણી પૃથ્વીના અને તેના પર આવેલા નાના મોટા દેશોની વાર્તાઓનાં ટૂંકાં બ્યાન અવારનવાર હું તને લખી મોકલવા ધારું છું. ઇંગ્લંડના અને હિન્દના ઇતિહાસ વિષે તો તેં થોડું થોડું વાંચેલું જ છે. પણ આ દુનિયામાં ઇંગ્લંડ એક નાનો સરખો બેટ છે અને હિંદ મોટો દેશ છે ખરો પણ આખી પૃથ્વીની સપાટીનો બહુ નાનો ભાગ તેણે રોક્યો છે. પણ આપણે જો આપણી આખી દુનિયાની વાર્તા બરાબર જાણવી હોય તો જ્યાં આપણો જન્મ થયો છે તે એક નાનકડા દેશનો જ નહિ પણ પૃથ્વી પર જેટલા દેશો આવેલા છે અને તે બધામાં જે જે પ્રજાઓ વસેલી છે તે સર્વનો ખ્યાલ મનમાં રાખવો જોઈએ.

મારા આ કાગળોમાં હું તને ઝાઝું કહી શકીશ એવો મને ભરોસો નથી. પણ મને એવી ઉમેદ છે કે હું જે કંઈ થોડું લખી મોકલીશ તેમાં તને રસ પડશે અને તે ઉપરથી આપણી આ દુનિયા એક મોટું કુટુંબ છે અને તેના પર વસતા સર્વ લોકો આપણાં ભાઈબહેનો છે એમ તું સમજતી થશે. તું મોટી થશે ત્યારે આપણી આ પૃથ્વી અને તેના પર વસતી પ્રજાઓની વાર્તાઓની મોટી મોટી ચોપડીઓ તારા વાંચવામાં આવશે અને તેમાં તેં વાંચી હશે એવી બીજી કોઈ પણ

વાતો અથવા નવલકથા કરતાં તને વધારે રસ પડશે એવી મને ખાતરી છે.

આપણી આ પૃથ્વીને ઘણાં ઘણાં, લાખો અને કરોડો વર્ષો થયાં છે એ તો તું જાણે જ છે. કેટલાયે કાળ સુધી તો તેના પર સ્ત્રીપુરુષો પણ નહોતાં. માણસો આ પૃથ્વી પર હયાતીમાં આવ્યાં તે પહેલાં માત્ર જનાવરો જ અહીં વસતાં હતાં અને તેમનીયે પૂર્વે ઘણા વખત સુધી તો જીવવાળું કશું જ અહીં નહોતું. આપણી દુનિયા આજે માણસો અને બીજાં પ્રાણીઓથી એટલી ભરચક છે કે તે બધાં વિનાની પૃથ્વી કેવી હશે તેની કલ્પના સરખી આવતી નથી. પરંતુ વિજ્ઞાનવેત્તાઓ અને આ બાબતનો જેમણે ઘણો વિચાર તેમજ અભ્યાસ કર્યો છે તે લોકો આપણને જણાવે છે કે પહેલાં એક વખતે આ પૃથ્વી એટલી બધી ગરમ હતી કે તેના પર કોઈ પણ પ્રાણી જીવી ન શકે. એ લોકોનાં લખેલાં પુસ્તકો વાંચવાથી અને ખડકો તેમજ તેમાંથી મળી આવતા પ્રાણીઓના અવશેષોનો અભ્યાસ કરવાથી તેમની વાત સાચી છે એવું આપણે પણ સમજી શકીએ છીએ.

ઇતિહાસ તું હમણાં પુસ્તકોમાંથી વાંચે છે. પણ પ્રાચીન કાળમાં જ્યારે માણસો જ નહોતાં ત્યારે પુસ્તકો તો ક્યાંથી જ લખાય? તો પછી તે સમયે શું બન્યું તે આપણે અથવા પેલા લોકોએ ક્યાંથી જાણ્યું? માત્ર બેઠાં બેઠાં કલ્પનાના ઘોડા દોડાવવાથી તો તે સમયે શું હતું તેનો ખ્યાલ થોડો જ આવવાનો હતો? એમ કલ્પનાઓ દોડાવવામાં મજા તો પડે; આપણને ગમે તેવી મજાની સુંદર પરીકથાઓ જેવી વાતીઓ આપણે જરૂર જોડી કાઢીએ. પણ એ વાતીઓ કંઈ સાચી થોડી જ હોય? નજરોનજર જોયેલી વસ્તુઓને આધારે કંઈ એ વાતીઓ થોડી જ રચાવાની હતી? તે દૂર દૂરના દિવસોમાં ચોપડીઓ લખાઈ નથી. છતાં એકાદ પુસ્તકમાંથી મળે તેવું

ઘણું આપણને કહી શકે એવી કેટલીક વસ્તુઓ આપણી પાસે મોજૂદ છે. ખડકો અને પર્વતો, સમુદ્ર અને આકાશના તારાઓ, નદીઓ અને રણો તેમજ પ્રાચીન પ્રાણીઓના અવશેષો એ બધાં આપણને પૃથ્વીના આદિ કાળની વાર્તા કહી શકે છે. એ બધાં અને એવી જ બીજી વસ્તુઓ પૃથ્વીના શરૂઆતના જીવનનો ઇતિહાસ જાણવા માટેનાં આપણાં પુસ્તકો છે. પણ બીજાં લોકોએ લખેલાં પુસ્તકો વાંચી લેવાં એ તે વાર્તા સમજવાનો સાચો રસ્તો નથી. ખરો રસ્તો તો જાતે જ કુદરતના મહાન ગ્રંથ પાસે પહોંચી જવાનો છે. ખડકો અને પર્વતોમાંથી પૃથ્વીના આદિ કાળની એ વાર્તા વાંચી લેવાનું તું ઝટ શીખી જશે એવી મારી ઉમેદ છે. એ વાર્તા કેવી અદ્ભુત છે તેનો વિચાર કર! આ ગ્રંથની ભાષા ઉકેલતાં જો તને બરાબર આવડી જાય તો રસ્તા પર અથવા પર્વતની બાજુ પર પડેલો દરેકેદરેક નાનો પથ્થર અગર કાંકરો તારે માટે પ્રકૃતિના મહાન પુસ્તકનું એકાદ નાનું સરખું પાનું બની જશે, અને તને એ વાર્તાનો કોઈક ભાગ કહેશે. હિન્દી કે ઉર્દૂ અથવા અંગ્રેજી જેવી ગમે તે એક ભાષા વાંચતાં આવડે તે માટે તેના મૂળાક્ષર આપણે શીખી લઈએ છીએ. તે જ પ્રમાણે પથ્થરો અને ખડકો પર લખાયેલી કુદરતની વાર્તા વાંચીને સમજવાને માટે તારે તેની બારાખડી શીખી લેવી જોઈએ. આજેયે કદાચ એ ભાષા થોડીઘણી તો તું ઉકેલી શકતી હશે. એકાદ નાનો ચળકતો ગોળ કાંકરો તારી નજરે પડે છે ત્યારે તે તને કંઈ કહેવા માગે છે એમ તને નથી લાગતું? પોતાના અસલ ખૂણાઓ અને ખડબચડી ધારો છોડીને તે આવો ગોળ, સુંવાળો અને ચળકતો કેવી રીતે થયો હશે? કોઈ ખડકને ભાંગીને આપણે તેના નાના નાના કટકા કરીએ છીએ તો તે દરેક કટકો ખડબચડો, ખૂણાઓવાળો અને વાંકીચૂકી ધારોવાળો હોય છે. ગોળ સુંવાળા કાંકરા જેવો તે જરાયે

લાગતો નથી. ત્યારે આ કાંકરો આવો મજાનો ગોળમટોળ, સુંવાળો અને ચળકતો કેવી રીતે બન્યો? તેની વાર્તા સાંભળવાને જો તારા કાન ટેવાયા હશે અને તેને નીરખવાને જો તારી આંખ કેળવાઈ હશે તો પોતાની આખી વાર્તા તે તને બરાબર સંભળાવશે. જો તે શું કહે છે તે સાંભળ! કોઈ મોટા પથ્થરમાંથી અથવા ખડકમાંથી એક કટકો આપણે ભાંગી લઈએ તેને જેમ અનેક ધાર અને ખૂણા હોય છે તેવો જ એક કાળે, કદાચ ઘણા જમાનાઓ પહેલાં, આ પણ ખૂણાઓ અને ધારોવાળો હતો. એવો તે કોઈ પર્વતની સોડમાં પડી રહ્યો હશે. પછી વરસાદ આવીને ત્યાંથી તેને તે પર્વતની એકાદ નાનકડી ખીણમાં ખેંચી ગયો હશે. ત્યાં પર્વતના કોઈ ઝરણામાં જઈ પડયા પછી આગળ ને આગળ ધકેલાતો કોઈ નાનકડી નદીમાં તે જઈ પડયો હશે. એ નાનકડી નદી તેને મોટી નદીમાં લઈ ગઈ. તે નદીને તળિયે રહીને ગબડતાં ગબડતાં તેની ધારો બધી ઘસાઈ ગઈ અને આમ પોતાનું બધું ખડબચડાપણું છોડીને તે સુંવાળો અને ચળકતો બની ગયો. એ રીતે આજે તને દેખાય છે તેવો તે મજાનો ગોળમટોળ બન્યો. તારી અને તેની મુલાકાત થવાની હતી એટલે નદી તેને આગળ ન લઈ ગઈ. પણ નદી જો તેને આગળ ઘસડી લઈ જવાનું ચાલુ રાખત તો ગબડતાં ગબડતાં નાનો ને નાનો થતો થતો તે આખરે ઘસાઈને રેતીનો એક કણ બની જાત. છોકરાંઓ જેના પર રેતીના નાના નાના કિલ્લાઓ બાંધીને રમે છે તે દરિયાનો રળિયામણો કિનારો તો તેં જોયો જ હશે. તારા પેલા ગોળમટોળ ચળકતા કાંકરામાંથી બનેલા રેતીના કણ જેવા બીજા અગણિત કણોએ એકઠા થઈને તે કિનારો બનાવેલો છે.

એક નાનકડો કાંકરો જો તને આટલી બધી વાત શીખવી શકે તો આપણી આસપાસ આપણે જે બધા ખડકો અને પર્વતો તેમજ બીજી અનેક વસ્તુઓ જોઈએ છીએ તે બધાં મળીને આપણને કેટલું નવું નવું શીખવી શકે!

## ૨

# દુનિયાના આદિ કાળનો ઇતિહાસ કેવી રીતે લખાયો?

કાલના મારા પત્રમાં મેં તને એ સમજાવ્યું છે કે પૃથ્વીની શરૂઆતના દિવસોની વાર્તા આપણે કુદરતના ગ્રંથમાંથી વાંચીને જાણવી જોઈએ. ખડકો અને પર્વતો, પર્વતોની ખીણો અને તે ખીણોમાંથી વહેતી નદીઓ, દરિયાઓ અને જ્વાળામુખીઓ વગેરે જે આપણી આસપાસ નજરે પડે છે તે બધાં કુદરતના આ ગ્રંથનાં નાનાંમોટાં પાનાંઓ છે. આ મહાન ગ્રંથ આપણી આગળ હમેશ ખુલ્લો પડેલો હોય છે પણ કેટલા થોડા લોકો એના પર ધ્યાન આપે છે અને કેટલા થોડા એ વાંચવાની તસ્દી લે છે? આપણે એ ગ્રંથની ભાષા ઉકેલતાં શીખીએ અને એનાં પાનાંઓ પર લખાયેલી અદ્ભુત વાર્તા સમજવાનો પ્રયત્ન કરીએ તો આપણને કેટલી બધી રસિક વાતો જાણવાની મળે છે? કુદરતના આ મહાન ગ્રંથનાં પથ્થરોનાં પાનાંઓ પર લખાયેલી જે વાર્તાઓ આપણને વાંચવાને મળે છે તે કોઈ પણ પરીકથા કરતાં વધારે મનોરંજક હોય છે.

આમ આપણે કુદરતના આ ગ્રંથમાંથી આપણી આ પૃથ્વી પર જ્યારે માણસો કે પ્રાણીઓની હયાતી પણ નહોતી તે દૂરના ભૂતકાળના દિવસો વિષે કંઈક જાણી શકીએ છીએ. એ ગ્રંથ જેમ જેમ આગળ વાંચતાં જઈશું તેમ તેમ તદ્દન શરૂઆતમાં પેદા થયેલાં પ્રાણીઓ આપણે જોઈશું અને પાછળથી બીજાં નવાં નવાં પ્રાણીઓ આવતાં આપણી નજરે પડશે. એમની પાછળ સ્ત્રીપુરુષો પૃથ્વી પર આવેલાં દેખાશે.

પરંતુ આજે આપણે જેવાં સ્ત્રીપુરુષો જોઈએ છીએ તેમનાથી તે તદ્દન જુદી જાતનાં હશે. એ આદિ માનવો તદ્દન જંગલી હશે. તેમનામાં અને પ્રાણીઓમાં ઝાઝો ફેર નહિ દેખાય. ધીમે ધીમે એ સ્ત્રીપુરુષો આસપાસની કુદરતમાંથી નવા નવા અનુભવો મેળવીને વિચાર કરતાં શીખે છે. વિચારની આ શક્તિને કારણે જ તેઓ પ્રાણીઓથી જુદાં પડી આવશે. વિચારની એ શક્તિ એવું સાચું બળ છે કે તે કેળવીને માણસ જબરામાં જબરાં અને ભયંકરમાં ભયંકર પ્રાણીઓથી પણ જબરો બનશે. આજે પણ નાના સરખા માણસને મોટા જબરા હાથીને માથે બેસીને તેને પોતાની મરજી પ્રમાણે ચલાવતો તેં જોયો હશે. હાથી કદાવર અને જોરાવર છે, તેની ડોક પર બેઠેલા મહાવતના કરતાં તે કેટલોયે કદાવર અને જોરાવર હોય છે. પણ મહાવત પાસે વિચારની શક્તિ છે, અને તે વિચાર કરી શકે છે એટલે જ માલિક છે અને હાથી તેનો નોકર છે. માણસની આ વિચારશક્તિ વધતી ગઈ તેમ તેમ તે ચાલાક અને ડાહ્યો થતો ગયો. દેવતા કેમ પાડવો, જમીન ખેડીને પોતાને જોઈતું અનાજ કેમ પકવવું, પોતાને પહેરવા ઓઢવાને જોઈતું કાપડ કેવી રીતે તૈયાર કરવું અને રહેવાને ઘર કેમ બાંધવાં એ બધી શોધો તેણે પોતાની વિચારશક્તિ વડે કરી. ત્યાર પછી ઘણાં સ્ત્રીઓ અને પુરુષો એક સ્થળે રહેતાં થયાં એટલે આપણાં પહેલવહેલાં શહેરો વસ્યાં. આ શહેરો બન્યાં તે પહેલાં માણસો એક જગ્યાએથી બીજી જગ્યાએ રખડતાં અને તંબૂઓ જેવું કંઈક ઊભું કરીને તેની નીચે રહેતાં. તે વખતે પોતાના ખોરાક માટેનું અનાજ જમીનમાંથી કેમ મેળવવું તે તેમને આવડતું નહોતું, એટલે તેમને ભાત ખાવાનો મળતો નહોતો અને ઘઉં નહોતા એટલે રોટલી પણ મળતી નહોતી. શાકભાજી પણ તે જમાનામાં નહોતાં અને આજે આપણે જે બધી વાનીઓ ખાવાને માટે બનાવીએ છીએ તે પણ ત્યારે માણસના જાણવામાં નહોતી.

બદામ જેવાં અને બીજાં જંગલી ફળો માણસો કદાચ તે વખતે ખાતાં હશે ખરાં, પણ ઘણે ભાગે તો પ્રાણીઓને મારીને તેમને ખાઈને જ તે બધાં જીવતાં.

શહેરો જેમ જેમ વધતાં ગયાં તેમ તેમ લોકો ઘણી સુંદર સુંદર કળાઓ શીખ્યા. લખવાની કળા પણ તેમણે કેળવી. તે સમયે ઘણા લાંબા વખત સુધી લખવાને માટેના કાગળની શોધ થઈ નહોતી તેથી બધું લખાણ ભોજપત્ર નામના ઝાડની છાલ પર કરવામાં આવતું. અને કેટલીક વાર તાડપત્ર પર પણ લોકો લખાણ કરતા. મને એવો ખ્યાલ છે કે આ ભોજપત્રના વૃક્ષને જ અંગ્રેજીમાં બર્ચ કહે છે. આજે પણ તે પ્રાચીન જમાનામાં તાડપત્ર પર લખાયેલાં આખાં ને આખાં પુસ્તકો આપણને કેટલાંક ગ્રંથાલયોમાં જોવાનાં મળે છે. ત્યાર પછી માણસને કાગળ મળ્યો અને લખવાનું કામ સહેલું થઈ ગયું, છતાં છાપખાનાંઓ નહોતાં એટલે આજે જેમ હજારો ને લાખો પુસ્તકો છાપી કાઢવામાં આવે છે તેવું તે સમયે થઈ શકતું નહોતું. કોઈ પણ પુસ્તક એક વખત રચાય પછી ભારે મહેનતથી તેની હાથે લખીને નકલો કરવી પડતી. એટલે બેશક ઝાઝાં પુસ્તકો મળતાં નહોતાં. તારે કોઈક ચોપડી જોઈતી હોય તો આજે જેમ તું એકાદ પુસ્તકો વેચનારની દુકાને પહોંચી જાય છે તેવું તે સમયે નહોતું. તે જમાનામાં તો તારે કોઈ નકલ ઉતારનારને શોધી કાઢવો પડત. પણ નકલો ઉતારવામાં વખત બહુ જતો. આવી નકલો ઉતારનારા તે જમાનાના લહિયાઓ લખાણ બહુ સુંદર કરતા અને આજેયે આપણા ગ્રંથાલયોમાં સુંદર અક્ષરોમાં હાથથી લખાયેલાં એવાં પુસ્તકો જોવાનાં મળે છે. આપણે ત્યાં હિંદમાં આવાં સુંદર લખાણોવાળા પ્રાચીન ગ્રંથો ખાસ કરીને સંસ્કૃત, ફારસી અને ઉર્દૂ ભાષામાં લખાયેલા મળી આવે છે. નકલ ઉતારનારો લહિયો ઘણુંખરું લખાણની આસપાસ પાનાંની કોર પર સુંદર ફૂલો અને બીજાં ચિત્રો ચીતરતો.

શહેરોના વસવાટની સાથે ધીરે ધીરે દેશો અને જુદી જુદી પ્રજાઓ અસ્તિત્વમાં આવી. જે લોકો એક દેશમાં સાથે રહેતા તે બધા કુદરતી રીતે જ એકબીજાના ઘાડા પરિચયમાં આવતા. તે લોકોને એમ લાગતું કે બીજા દેશોમાં વસતા લોકોના કરતાં આપણે ચઢિયાતા છીએ. એટલે પછી પોતાની આ મૂર્ખાઈમાં બીજા દેશોમાં વસતા લોકોની સામે તેઓ યુદ્ધ કરવાને નીકળી પડતા. લડવા નીકળી પડનારા એ લોકોને તે વખતે એ ભાન નહોતું અને આજે પણ કેટલાયે લોકોને એ ખ્યાલ નથી કે એકબીજાની સાથે લડવું અને એકબીજાની કતલ કરવી એ એક મોટી મૂર્ખાઈ અને ગાંડપણ છે. આવી મૂર્ખાઈથી કોઈનેયે લાભ થતો નથી.

આ શહેરો અને મુલકોની શરૂઆતના દિવસોની વાર્તાઓ જાણવાને આપણને કેટલાક પ્રાચીન ગ્રંથો મળે છે. એવા ગ્રંથો ઝાઝા નથી. પણ એ વાર્તાઓ જાણવામાં બીજી કેટલીક વસ્તુઓની આપણને સહાય થાય છે. પ્રાચીન કાળના રાજાઓ અને સમ્રાટો પોતાના રાજ્યના અહેવાલો પથ્થરની તકતીઓ અને પથ્થરના સ્તંભો પર કોતરાવતા. પુસ્તકો લાંબો વખત ટકતાં નથી. તેનો કાગળ જૂનો થતાં બગડી જાય છે અને તેને ટૂવા ખાઈ જાય છે. પણ પથ્થર કાગળના કરતાં ઘણા લાંબા વખત સુધી ટકી રહે છે. અલ્લાહાબાદના કિલ્લામાં આપણે જોયેલો અશોકનો મહાન શિલાસ્તંભ તને સાંભરતો હશે. પથ્થરના એ સ્તંભ ઉપર સેંકડો વર્ષ પૂર્વે થઈ ગયેલા હિંદના એક મહાન સમ્રાટ અશોકનો ઢંઢેરો કોતરેલો છે. લખનૌના સંગ્રહસ્થાનમાં જો તારું જવાનું થાય તો ત્યાં તને કોતરેલાં લખાણોવાળી પથ્થરની ઘણી તકતીઓ જોવાની મળશે.

જુદા જુદા દેશોના પ્રાચીન ઇતિહાસનો અભ્યાસ કરતાં જૂના જમાનામાં જે સમયે યુરોપમાં માત્ર જંગલી જાતો વસતી હતી તે જ સમયે ચીન અને મીસરના લોકોએ કરેલાં

મહાન કાર્યો વિષે આપણને જાણવાનું મળે છે. પ્રાચીન કાળના જે યશસ્વી યુગમાં આપણે ત્યાં રામાયણ અને મહાભારત રચાયાં તે સમયે હિંદ એક સમૃદ્ધ અને સમર્થ દેશ હતો તે પણ આપણે જોઈશું. આજે આપણો દેશ તદ્દન ગરીબ થઈ ગયો છે અને પારકા લોકો આપણા પર રાજ કરે છે. આપણા પોતાના જ મુલકમાં આપણે સ્વતંત્ર નથી અને આપણું ધાર્યું કરી શકતાં નથી. પણ આ સ્થિતિ કંઈ હમેશની ચાલી આવી નથી. પૂરતો પ્રયત્ન કરીને આપણે આપણા દેશને ફરી પાછો સ્વતંત્ર કરી શકીશું. તેમ થશે એટલે આપણે આપણા ગરીબ દેશબાંધવોની સ્થિતિ સુધારી શકીશું અને યુરોપના આજના કેટલાક દેશોની માફક આપણા ભારતને પણ સર્વ લોકો સુખથી રહી શકે એવો બનાવીશું.

મારા હવે પછીના પત્રમાં પૃથ્વીની આ અતિ અદ્ભુત અને રોમાંચક વાર્તા તેની છેક શરૂઆતથી માંડીને કહેવાનો હું આરંભ કરીશ.

૩

# પૃથ્વીનું ઘડતર

આપણી પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે અને ચંદ્ર પૃથ્વીની ફરતે ફર્યા કરે છે એ તો તું જાણે જ છે. કદાચ એ પણ તને ખબર હશે કે બીજા કેટલાક પદાર્થો પણ પૃથ્વીની માફક આકાશમાં સૂર્યની આસપાસ ઘૂમે છે. આપણી પૃથ્વી અને એ બધા પદાર્થો સૂર્યના ગ્રહો કહેવાય છે. ચંદ્ર પૃથ્વીને વળગેલો છે એટલે તે તેનો ઉપગ્રહ કહેવાય છે. બીજા ગ્રહોને પણ તેમને વળગેલા પોતપોતાના ઉપગ્રહો છે. આ સૂર્ય, ગ્રહો અને તેમના ઉપગ્રહો મળીને કોઈ પણ જાતના ક્લેશ વિના આકાશમાં રહેતું એક સુખી કુટુંબ બને છે. આ કુટુંબને જ સૂર્યમાળા કહે છે. સૂર્યમાળા એટલે સૂર્યની માળા અથવા કુટુંબ અને સૂર્ય એ સર્વ ગ્રહબાળકોનો પિતા છે તેથી તે બધાં મળીને સૂર્યમાળાને નામે ઓળખાય છે.

દરરોજ રાત્રે આકાશમાં આપણને હજારો તારાઓ દેખાય છે. આમાંના આંગળીને વેઢે ગણાય એટલા જ ગ્રહો છે. અને એમને સાચું જોતાં તારાઓ ન કહી શકાય. તારા અને ગ્રહ વચ્ચેનો ફરક તું જાણે છે ? ગ્રહો તો તારાઓની સરખામણીમાં આપણી પૃથ્વીની માફક બહુ જ નાના કદના છે પણ તે બધા આકાશમાં આપણી છેક પાસે હોવાથી પ્રમાણમાં મોટા દેખાય છે. તારાઓની સરખામણીમાં પેલો ચંદ્ર તો આકાશના એ કુટુંબમાં છેક નાનું બાળક છે. છતાં તે આપણી છેક પાસે હોવાથી આપણને થાળી જેવડો મોટો દેખાય છે. તેવું જ આ ગ્રહોનું અને તારાઓનું સમજવું. પણ તારાઓને ગ્રહોથી જુદા ઓળખી કાઢવાનો સાચો રસ્તો એ છે કે તે બધા ઝબૂક ઝબૂક

પલકે છે અને ગ્રહો બધા વીજળીના દીવા જેવા સ્થિર દેખાય છે. તારાઓ ઝબકે છે. ગ્રહો ઝબકતા નથી. તેનું કારણ એ છે કે ગ્રહો આપણા સૂર્યના તેજને લીધે પ્રકાશે છે. ગ્રહોનો અથવા ચંદ્રનો જે પ્રકાશ આપણને દેખાય છે તે સાચું જોતાં સૂર્યનો જ પ્રકાશ છે. અસલ તારાઓ આપણા સૂર્યના જેવા છે. તે બધા ખુદ પોતાના તેજથી પ્રકાશે છે કારણ કે તે બહુ ગરમીમાળા સળગતા પદાર્થો છે. વસ્તુતઃ આપણો સૂર્ય પણ આ જાતનો એક તારો જ છે. પણ આપણી વધારે નજદીક છે તેથી આપણી આંખે તે અગ્નિના એક મોટા ગોળા જેવો દેખાય છે.

એટલે આપણી પૃથ્વી મૂળમાં સૂર્યના કુટુંબનું—સૂર્યમાળાનું એક સંતાન છે. આપણને લાગે છે કે પૃથ્વી બહુ મોટા કદની છે, અને ખરેખર આપણા નાનકડાં શરીરો કરતાં તેનું કદ અત્યંત મોટું છે. પૃથ્વીના એક ભાગમાંથી બીજા ભાગમાં પહોંચવાને ઝડપથી દોડતી આગગાડીમાં અથવા આગબોટમાં પણ કેટલા બધા દિવસો અને મહિનાઓ લાગે છે! આપણને પૃથ્વી આવડી મોટી લાગે છે છતાં આકાશના તારાઓને મુકાબલે તે હવામાં ઊડતા એક ધૂળના રજકણ જેવી જ છે. સૂર્ય આપણાથી કરોડો માઇલ દૂર છે અને બીજા તારાઓ તો વળી તેથીયે આઘા છે.

તારાઓનો અભ્યાસ કરનારા ખગોળવેત્તાઓ શીખવે છે કે બહુ દૂર દૂરના ભૂતકાળમાં પૃથ્વી અને બીજા બધા ગ્રહો સૂર્યના જ એક ભાગરૂપે હતા. સૂર્ય તે વખતે જેવો આજે દેખાય છે તેવો જ સળગતા પદાર્થનો એક અતિ ભયંકર ઉષ્ણ ગોળો હતો. ગમે તે કારણે સૂર્યના નાના નાના અંશો તેનાથી છૂટા પડી ગયા અને બંદૂકમાંથી ગોળી છૂટે છે તેવી રીતે તે બધા આકાશમાં નીકળી પડ્યા. પણ પોતાના પિતા સૂર્યથી છેક છૂટા પડીને તે ક્યાં જવાના હતા? જાણે એક મોટા દોરડાંથી સૂર્ય સાથે બંધાયા હોય તેમ તે બધા તેની ફરતે ફરતા અને ઘૂમરી ખાતા રહ્યા. જેને મેં દોરડું કહ્યું છે તે અલૌકિક બળ

એક એવું આકર્ષણ છે કે તે નાની વસ્તુઓને તેમનાથી મોટા કદની વસ્તુ તરફ ખેંચી શકે છે. આપણી પાસે આવેલા સર્વ પદાર્થોમાં પૃથ્વીનું કદ સૌથી મોટું છે તેથી તે આપણી આસપાસ જે બધી ચીજો છે તેમને પોતાના તરફ આકર્ષે છે.

આપણી પૃથ્વી પણ સૂર્યમાંથી આ રીતે જ છૂટો પડી ગયેલો તેનો એક અંશ છે. સૂર્યથી છૂટી પડયા પછી તે ભયાનક ગરમીવાળી હશે અને તેની આસપાસ ભયંકર ઉષ્ણુતા-વાળા વાયુઓ તેમજ હવા હોવી જોઈએ. પણ સૂર્યથી તેનું કદ અતિશય નાનું હોવાથી તે ઠંડી પડવા લાગી. સૂર્યની ગરમી પણ ઓછી તો થયા જ કરે છે. પણ છેક ટાઢો પડી જતાં તેને હજી અબજો વર્ષ લાગશે. પૃથ્વીનું કદ બહુ નાનું હતું એટલે ઘણા ઓછા વખતમાં તે ઠંડી પડી ગઈ. તેની એ મૂળ ઉષ્ણુતામાં બેશક તેના પર માણસ કે જાનવર કે ઝાડ કે છોડ કે વનસ્પતિ કશું જ જીવી શકે એમ ન હતું. તે વખતે તો એ બધું બળીને ખાખ થઈ જાત.

જેમ સૂર્યમાંથી તેનો એક અંશ છૂટો પડી જઈને પૃથ્વી બની તે જ પ્રમાણે પૃથ્વીમાંથી છૂટા પડેલા એક અંશનો ચંદ્ર થયો. અત્યારે પૃથ્વી પર અમેરિકા અને જાપાનની વચ્ચે જે મોટી બખોલ પ્રશાંત મહાસાગરરૂપે જણાય છે તે ચંદ્રના છૂટા પડી જવાથી જ પૃથ્વીમાં પડી છે એમ ઘણા લોકો માને છે.

આમ પૃથ્વી ઠંડી પડવા લાગી પણ ઠંડી થતાં થતાં બહુ કાળ વહી ગયો. આસ્તે આસ્તે પૃથ્વીની બહારની સપાટીનું પડ ઠંડું પડયું પણ તેના અંદરના ભાગમાં તો ઘણી ગરમી રહી. આજે પણ જો કોઈ કોલસાની ખાણમાં તારે ઊતરવાનું થાય તો તું જોશે કે આપણે જેમ જેમ ઊંડે જઈએ છીએ તેમ તેમ ગરમી વધારે લાગે છે. એવી જ રીતે પૃથ્વીના પેટાળમાં ખૂબ ઊંડે સુધી ઊતરી શકાય તો ત્યાં તે તપાવેલા લોઢાના જેવી લાલચોળ જોવાની મળે. પેલો અહીંથી છૂટો પડી ગયેલો

ચંદ્ર પણ ટાઢો પડવા લાગ્યો અને પૃથ્વીના કરતાં બહુ નાનો હોવાથી તે બહુ વહેલો ઠંડો થઈ ગયો. આજે આપણને એ કેવો શીતળ લાગે છે! એનું નામ જ શીતળ ચંદ્ર પડી ગયું છે. અનેક હિમનદીઓ અને બરફના પ્રદેશોથી તે ભરેલો હોવો જોઈએ.

પૃથ્વી ઠંડી પડી એટલે વાતાવરણમાંની બધી વરાળ ઠરીને તેનું પાણી બની ગયું હશે અને તે પૃથ્વી પર વરસ્યું હશે. તે વખતે મુશળધારે ધોધમાર વરસાદ વરસ્યો હશે. એ બધા પાણીથી પૃથ્વીની મોટી મોટી બખોલો ભરાઈને મોટા મહાસાગરો અને દરિયાઓ બન્યા હશે. પૃથ્વી ઠંડી પડતી ગઈ અને સમુદ્રો તેમજ મહાસાગરો શીતળ થતા ગયા એટલે પૃથ્વીના પડ ઉપર અને સમુદ્રોના પાણીમાં જીવવાળા પદાર્થોને રહેવાનું બની શક્યું. જે ચેતનનો અવતાર આમ પૃથ્વી પર થયો તે પ્રારંભમાં કેવી રીતે વિકસ્યું તેની વાત આપણે હવે પછીના પત્રમાં કરીશું.

## ૪

# પહેલવહેલી સજીવ વસ્તુઓ

આપણા છેલ્લા પત્રમાં આપણે જોયું કે ઘણા લાંબા સમય સુધી પૃથ્વી એટલી બધી ઉષ્ણ રહી હતી કે તેના પર ચેતનવાળો કોઈ પદાર્થ જીવી ન શકે. પૃથ્વી પર આ ચેતનનો અવતાર ક્યારે થયો અને પહેલવહેલા ચેતનયુક્ત પદાર્થો કેવા હશે? આ સવાલ જેટલો રસિક છે તેટલી જ તેનો જવાબ મેળવવાની મુશ્કેલી છે. ત્યારે પ્રથમ આપણે આ ચૈતન્ય શું છે તેનો વિચાર કરીએ. તને તરત જ એ ખ્યાલ આવશે કે માણસો ચેતનવાળાં પ્રાણીઓ છે અને બીજાં જાનવરો પણ જીવવાળાં છે. તો વૃક્ષો, ઝાંખરાઓ ફૂલો અને બધી વનસ્પતિનું શું? એ બધાં પણ ચેતનયુક્ત તો છે જ. એ સર્વ નાનામાંથી મોટાં થાય છે, પાણી પીએ છે, આપણી માફક જ હવાનો શ્વાસ લે છે અને આખરે માણસોની જેમ મરણ પામે છે. પ્રાણી અને ઝાડ વચ્ચેનો મુખ્ય ફરક એ છે કે ઝાડ આમતેમ ફરી શકતું નથી. લંડનના ક્યૂ ગાર્ડનમાં મેં તને કેટલાક છોડ બતાવ્યા હતા તે તને યાદ હશે. એ ઓરચીડ અને પીચર નામના છોડવાઓ સાચેસાચ માખીઓને ખાઈ જાય છે. વળી વાદળી જેવા કેટલાક જીવવાળા પદાર્થો દરિયાની તળિયે રહે છે અને આમતેમ બિલકુલ ફરી શકતા નથી. કોઈ અમુક એક પદાર્થ પ્રાણી છે કે વનસ્પતિ છે એ કેટલીક વખતે ઓળખવું બહુ મુશ્કેલ હોય છે. વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્રનો અભ્યાસ તું કરશે ત્યારે નહિ પ્રાણી અને નહિ વનસ્પતિ એવા વિચિત્ર પદાર્થો તને જોવાના મળશે.

કેટલાક લોકો તો આપણને એટલે સુધી જણાવે છે કે પથ્થરોમાં અને ખડકોમાં પણ અમુક જાતનું ચેતન હોય છે. અને તે પણ પ્રાણીઓની માફક અમુક રીતે દુઃખનો અનુભવ કરે છે. પણ તેમનું એ દુઃખ આપણે જોઈ શકતાં નથી. જીનિવામાં એક ભાઈ આપણને મળવા આવ્યા હતા તેમનું તને સ્મરણ હશે. તેમનું નામ સર જગદીશ વસુ છે. તેમણે પ્રયોગોથી એવું સિદ્ધ કર્યું છે કે વનસ્પતિઓમાં ખૂબ ચેતન હોય છે. વળી તેઓ એમ પણ માને છે કે પથ્થરમાં પણ કંઈક ચેતન છે.

આમ તને ખ્યાલ આવશે કે કઈ વસ્તુ ચેતનવાળી છે અને કઈ ચેતન વગરની છે એ પારખવાનું સહેલું નથી. પણ પથ્થરોની વાત રહેવા દઈને હમણાં આપણે માત્ર વનસ્પતિ અને પ્રાણીઓનો જ વિચાર કરીએ. દુનિયામાં આજે જીવવાળા અસંખ્ય પદાર્થો છે. તેમની અનેક જાતો છે. એ પદાર્થોને ચઢતાઊતરતા ક્રમમાં ગોઠવીએ તો માથે સ્ત્રીઓ અને પુરુષો આવે છે. તે પૈકી કેટલાંક બહુ બુદ્ધિશાળી હોય છે અને કેટલાંક છેક મૂરખ હોય છે. તેમની નીચે જનાવરો આવે છે. જનાવરોમાં પણ હાથી, વાંદરાં અને કીડી જેવાં બુદ્ધિવાળાં જણાય છે, અને બીજાં કેટલાંક વળી છેક બુદ્ધિ વિનાનાં મૂરખ હોય છે. ચેતનના વિકાસના આ ક્રમમાં માછલીઓ અને દરિયામાં મળી આવતા બીજા જીવો એથીયે નીચે આવે છે. એ ક્રમને બીજે છેડે છેક તળિયામાં વાદળીઓ અને લોચા જેવી માછલીઓ અને અર્ધપ્રાણી અને અર્ધવનસ્પતિ જેવા બીજા પદાર્થો છે.

આ બધા પદાર્થો એકી વખતે એકાએક હયાતીમાં આવ્યા કે ક્રમથી એક પછી એક આવ્યા, તે આપણે શોધી કાઢવાનું રહે છે. એ કેમ જડે ? એ પ્રાચીન કાળનાં કોઈ પુસ્તકો તો આપણને મળતાં નથી. પણ એ ખોજમાં આપણો પેલો કુદરતનો મહાન ગ્રંથ આપણને કામ આવશે ખરો ? પ્રાચીન

ખડકોમાં આજે આપણને પ્રાણીઓનાં છૂટાં છૂટાં હાડકાં અને હાડપિંજરો મળી આવે છે. આવાં હાડકાંને અંગ્રેજીમાં ફૉસિલ એટલે કે પ્રાણીઓના અવશેષ કહે છે. આવા અવશેષો આજે મળી આવે છે તેનો અર્થ એ થયો કે જે દૂરના ભૂતકાળમાં એ ખડકો બંધાયા તે સમયે એ હાડકાંવાળાં પ્રાણીઓ હયાતીમાં હોવાં જોઈએ. લંડનના સાઉથ કેન્સિંગ્ટન મ્યૂઝિયમમાં આ જાતના નાનામોટા અવશેષો આપણે જોયા હતા.

જ્યારે કોઈ પ્રાણી મરી જાય છે ત્યારે તેના શરીર પરનો માંસવાળો નરમ ભાગ તરત જ કોહી જાય છે. પણ તેનાં હાડકાં બહુ વખત સુધી ટકે છે. પ્રાચીન સમયનાં પ્રાણીઓનાં આવાં હાડકાંઓ આપણને આજે જોવાનાં મળે છે અને તે પ્રાણીઓની વાત આપણને કહે છે. પણ પેલી લોચા જેવી માછલીની માફક પ્રાણીને હાડકું જ ન હોય તો શું થાય? તેના મરી ગયા પછી તેની પાછળ તેનું કંઈ જ રહે નહિ.

ખડકોને બરાબર ધ્યાનથી ખોળી જોવાથી અને તેમની અંદરથી મળી આવતા હાડકાંના અવશેષને ભેગા કરતાં, જુદે જુદે સમયે જુદી જુદી જાતનાં પ્રાણીઓ પૃથ્વી પર રહેતાં હતાં એવું આપણને જણાય છે. તે બધાં એકી વખતે શૂન્યમાંથી પૃથ્વી પર આવી પડ્યાં હોય એમ લાગતું નથી. છેક શરૂઆતમાં તદ્દન સાદાં છીપલાં અથવા શંખલાંવાળાં છીપવાળી માછલી જેવાં પ્રાણીઓ હતાં. દરિયાને કિનારેથી જે રૂપાળાં શંખલાં તેં કેટલીક વાર વીણ્યાં છે તે બધાં મરી ગયેલાં આવાં પ્રાણીઓનાં હાડકાંના જેવા પદાર્થનાં બનેલાં ઉપલાં પડ છે. આ સાદાં પ્રાણીઓની પછી સર્પો, આજે આપણે જે હાથી જોઈએ છીએ તેના કરતાંયે મોટા કદનાં જાનવરો, અને પક્ષીઓ તથા આજે નજરે પડતાં વધારે વિકાસ પામેલાં અંગોવાળાં પ્રાણીઓ જેવાં પ્રાણીઓ પૃથ્વી પર આવેલાં માલૂમ પડે છે. સૌથી છેલ્લે આપણને માણસના અવશેષો જોવાના મળે છે. આ બધા

પરથી એવું દેખાય છે કે એક પછી એક જે ક્રમમાં પ્રાણીઓ પૃથ્વી પર આવ્યાં તેમાં એક જાતની યોજના છે. શરૂઆતમાં તદ્દન સાદાં શરીરવાળાં પ્રાણીઓ, તેમની પાછળ વધારે ને વધારે વિકસતાં જતાં અંગોવાળાં પ્રાણીઓ, અને આમ વિકાસ પામતાં પામતાં છેવટે આજે આપણે જેને માણસ તરીકે ઓળખીએ છીએ તે સર્વથી વધારે વિકાસ પામેલા અવયવોવાળું શ્રેષ્ઠ માનવ પ્રાણી—એવો કંઈક એ ક્રમ દેખાય છે. દરિયાની સાદી વાદળી અને છીપલાંવાળી માછલી વિકાસ પામતી પામતી અને બદલાતી બદલાતી જે ક્રમે આટલી બધી સુધરી ગઈ તે ક્રમ બહુ મનોરંજક અભ્યાસનો વિષય છે. કોઈક દિવસે વળી એ વિષે પણ હું તને વાતો કરીશ. અત્યારે તો આપણે તદ્દન પ્રારંભના જીવવાળા પદાર્થો વિષે જ વાતો કરવી છે.

પૃથ્વી જ્યારે ટાઢી પડીને શીતળ બની ત્યારે છેક પ્રારંભના જીવવાળા પદાર્થો ઘણું કરીને લોચા જેવી માછલીઓના જેવા તેમજ કોઈ પણ જાતની છીપના ઉપલાં પડ વગરના કે હાડકાં વગરના હોવા જોઈએ, અને તે દરિયાના પાણીમાં જીવતા હોવા જોઈએ. એવા પદાર્થોના ફોસિલ અથવા અવશેષો મળતા નથી, કેમકે તેમને હાડકાં નહોતાં અને તેથી આપણે એ બધા વિષે માત્ર કલ્પના કરીને જ ચાલવું પડે છે. આજે પણ લોચા જેવા સજીવ પદાર્થો દરિયામાં હોય છે. એ બધા પદાર્થો ગોળાકાર હોય છે પણ તેમને છીપ કે હાડકાંનો આધાર ન હોવાથી તેમની આકૃતિ બદલાતી રહે છે. તેમનો આકાર કંઈક આવો હોય છે :



એ આકૃતિઓમાં વચ્ચોવચ બિંદુઓ છે તે તરત તારા ધ્યાનમાં આવશે; એ બિન્દુને જ એ આખા પદાર્થનો જીવાણુ

કહેવામાં આવે છે અને તે આપણા હૃદયના જેવું એ પ્રાણીનું હૃદય છે. આ પ્રાણીઓ, અથવા એમનું જે નામ પાડીએ તે પદાર્થો અદ્ભુત રીતે એકના બે થઈને વધતા રહે છે. અસલ લોચો એકાદ જગાએથી પાતળો પડવા માંડે છે અને પાતળો થતો થતો આખરે ત્યાંથી તૂટી જાય છે. આમ મૂળ પદાર્થના લોચા જેવા બે કકડા પડે છે અને એ બન્ને તે અસલ પ્રાણીના જેવા જ હોય છે. આ ક્રિયા કંઈક આ રીતે બને છે:



આ આકૃતિઓ પરથી તને જણાશે કે મૂળના જીવાણુ અથવા હૃદયના પણ બે ભાગ થઈ જાય છે અને દરેક નવા બનેલા ભાગને તેમાંનો અકેકો અંશ મળે છે. આ રીતે આ પદાર્થો એકમાંથી બે અને બેમાંથી વળી ચાર એમ વધતા રહે છે.

આપણી આ પૃથ્વી પરનો ચેતનવાળો પહેલવહેલો પદાર્થ કંઈક આ પ્રકારનો હોવો જોઈએ. પૃથ્વી પરનો ચેતનનો આ પ્રથમ પ્રતિનિધિ કેવો સાદો અને ક્ષુલ્લક છે! પણ તે વખતે તેનાથી ચઢિયાતું અને વધારે સારું પૃથ્વી પર બીજું કશું નહોતું! સાચાં પ્રાણીઓ હજી પૃથ્વી પર આવ્યાં નથી. અને માણસને આવવાને તો હજી કરોડો વર્ષ લાગશે.

આ લોચા જેવા જીવવાળા મૂળ સાદા પદાર્થની પાછળ દરિયાઈ વનસ્પતિ, છીપવાળી માછલીઓ અને કરચલાંઓ તેમજ કીડાઓ આવ્યાં; ત્યાર પછી માછલીઓ થઈ. આ માછલીઓને કઠણ હાડકાં જેવાં અંગો એટલે કે છીપો હતી તેથી તેમને વિષે આપણને ઘણું જાણવાનું મળે છે. તે બધાં પોતાની પાછળ એ અંગો મૂકી ગયાં છે અને તેમને વિષે અભ્યાસ કરવાને સારુ આપણને આજેયે મળી આવે છે. દરિયાના તળિયાની ભોંય ઉપર કાદવમાં

એ છીપો રહી ગઈ હતી. તે બધી પર નવો કાદવ અને રેતીનાં પડ ચઢવાથી સચવાઈ રહી. વખત જતાં છેક નીચેનો કાદવ તેના ઉપર આવતા નવા નવા કાદવના અને રેતીના દબાણ અને વજનથી કઠણ બની ગયો. તે એટલો બધો કઠણ થઈ ગયો કે આખરે તેનું ખડકના પથ્થરમાં રૂપાંતર થયું. દરિયાને તળિયે ખડકો કંઈક એ રીતે બન્યા હોવા જોઈએ. ધરતીકંપના કે એવા બીજા કોઈ આચકાથી એ ખડકો દરિયાને તળિયેથી પાણીની બહાર ધસી આવ્યા અને તેમની સૂકી જમીન બની. પછી એ જ સૂકી જમીન પર આવેલા ખડકો નદીઓ અને વરસાદના પાણીના ઘસારાથી ધોવાઈ જતાં તેમની અંદર જમાનાઓથી ઢંકાઈને પડેલી છીપો બહાર આવી. આ રીતે એ પ્રાચીન અવશેષો અથવા ફોસિલ આપણને જોવાનાં મળ્યાં, અને તેમનો અભ્યાસ કરીને જ, માણસ આવ્યો તે પહેલાં પ્રાચીન કાળમાં પૃથ્વી કેવી હશે તેનો ખ્યાલ આપણે કરી શકીએ છીએ.

આપણા હવે પછીના પત્રમાં એ મૂળના સાદા જીવવાળા પદાર્થો અથવા પ્રાણીઓ વિકસીને આજનાં જેવાં પ્રાણીઓ કેવી રીતે બન્યાં તેની વાતો કરીશું.

# ૫

## પ્રાણીઓનો અવતાર

ચૈતન્યનો પહેલો ઘાટ આ પૃથ્વી પર નાના નાના દરિયાના જીવો અને દરિયાઈ વનસ્પતિને રૂપે દેખાયો એ આપણે જોયું. એ બધા જીવો પાણીમાં જ જીવી શકતા. આજે દરિયા-કિનારે પેલી લોચા જેવી માછલી પાણીથી દૂર રહી જાય છે તો જેમ સુકાઈને મરી જાય છે તેમ એ જીવો પણ બહાર આવીને સુકાઈ જવાથી મરી જતા. પણ તે વખતે આજના કરતાં પાણી અને કાદવકીચડવાળા પ્રદેશો પૃથ્વી પર ઘણા વધારે પ્રમાણમાં હોવા જોઈએ. હવે, કંઈક વધારે કઠણ ઉપલા પડવાળી અથવા કહો કે ચામડીવાળી લોચા જેવી માછલીઓ અને એવાં જ બીજાં જળચરો એકદમ સુકાઈને મરી જતાં નહોતાં. એટલે એવાં પડ વગરનાં પ્રાણીઓ કરતાં સૂકી જમીન ઉપર વધારે વખત રહી શકતાં. પેલી નરમ લોચા જેવી માછલીઓ અને તેમના જેવા બીજા જીવો સૂકી જમીન પર સહેલાઈથી જીવી શકતા નહોતા તેથી તે ઘટતા ગયા અને કઠણ ઉપલા પડ-વાળા જીવો સંખ્યામાં વધતા ગયા. આ હકીકત બહુ જ મહત્ત્વની અને ધ્યાનમાં રાખવા જેવી છે. એ હકીકતમાંથી એવો સિદ્ધાંત નીકળે છે કે પ્રાણીઓ પોતાની આસપાસની કુદરતમાં ધીરે ધીરે ગોઠવાઈ જાય છે અને તેને અનુકૂળ શરીર ધારણ કરતાં થાય છે. પક્ષીઓ અને પ્રાણીઓ બરફવાળા શીત પ્રદેશોમાં શિયાળામાં કેવાં હિમ જેવાં શ્વેત બની જાય છે તે લંડનના સાઉથ કેન્સિંગ્ટન મ્યુઝિયમમાં તેં જોયેલું તે તને યાદ હશે. જ્યાં ખૂબ લીલી વનસ્પતિ અને ઝાડપાન હોય છે એવા ઉષ્ણકટિ-

બંધના પ્રદેશોમાં પ્રાણીઓ લીલો અથવા બીજો કોઈ ખુલ્લો રંગ ધારણ કરે છે. એટલે કે પ્રાણીઓ પોતાની આસપાસની કુદરતને અનુકૂળ થાય છે—તેની સાથે પોતાનો મેળ બેસાડે છે. આસપાસની કુદરતના જેવો જ પ્રાણીઓનો રંગ હોય તો તેમને તેમના દુશ્મનો સહેજે ઓળખી શકતા નથી, તેથી તેઓ પોતાના વેરીઓથી બચવાને તે કુદરતના જેવો રંગ પકડે છે. વળી શીત પ્રદેશોમાં ઠંડીથી બચવાને અને પોતાનાં અંગોની ગરમી સાચવવાને પ્રાણીઓ પોતાના શરીર પર રૂંવાંટી ઉગાડે છે. એ જ નિયમ પ્રમાણે વાઘની ચામડી પીળી અને ચટાપટાવાળી બની છે. જંગલમાં ઝાડનાં પાંદડાંમાંથી પસાર થતા સૂર્યના તડકા જેવો તેનો ભાસ થાય છે. ઘાડા જંગલમાં ફરતા વાઘને ઓળખવાનું આ કારણે બહુ મુશ્કેલ હોય છે.

પ્રાણીઓ પોતાની આસપાસની કુદરત સાથે ભળી જવાનો પ્રયત્ન કરે છે એ વસ્તુ એક બહુ જ મહત્ત્વની હકીકત છે. અલબત્ત, કોઈએ એમ સમજવાનું નથી કે પ્રાણીઓ આપમેળે પોતાની જાત બદલવાનો કોઈ ખાસ પ્રયોગ કરે છે. એ વાતનો એટલો જ અર્થ સમજવો જોઈએ કે જે પ્રાણીઓ બદલાતાં રહે છે અને એ રીતે આજુબાજુની કુદરત સાથે ભળી જાય છે તેમને પોતાની જાત ટકાવવાનું વધારે સહેલું થાય છે, અને તેથી એવાં પ્રાણીઓની સંખ્યા વધતી રહે છે અને બીજાંનો વેલો અટકી જાય છે. કુદરતનો આ નિયમ પ્રાણીઓના વિકાસ વિષે અનેક બાબતો સમજવામાં આપણને મદદરૂપ થાય છે. મૂળના સાદા જીવોમાંથી ઉત્તરોત્તર વધારે ને વધારે વિકસતાં જતાં અંગોવાળાં પ્રાણીઓ ધીમે ધીમે કયા ક્રમથી બન્યાં, અને એમ કરતાં કરતાં કરોડો વરસ પછી આખરે માનવીનો વિકાસ કેમ થયો, એ આ નિયમને આધારે જ સમજાય છે. આ જાતના આપણી આસપાસ થતા ફેરફારો એટલા બધા ધીરે ધીરે થાય છે કે આપણા

ટૂંકા આવરદા દરમિયાન તે આપણી નજરે પડતા નથી. પણ કુદરત તો એ ફેરફારો કરવાનું અને ચેતનના ઘાટોને વધારે ને વધારે ચઢિયાતા અને પૂર્ણ બનાવવાનું પોતાનું કાર્ય સતત કર્યા જ કરે છે. પોતાના આ કામમાં તે કદી થોભતી નથી, જરાયે આરામ લેતી નથી.

તને યાદ હશે કે પૃથ્વી ટાઢી પડતી જતી હતી અને તેના પરની જમીન સૂકી થવા માંડી હતી. પૃથ્વી જેમ જેમ ઠંડી પડતી ગઈ તેમ તેમ તેની આબોહવા બદલાતી ગઈ અને સાથે સાથે બીજી અનેક વસ્તુઓનું પણ રૂપાંતર થવા લાગ્યું. પૃથ્વી જેમ જેમ બદલાતી ગઈ તેમ તેમ ધીરે ધીરે પ્રાણીઓ પણ બદલાતાં ગયાં અને નવા નવા નમૂનાનાં પ્રાણીઓ તેના પર નિર્માણ થવા લાગ્યાં. છેક આરંભમાં તદ્દન સાદા દરિયાઈ જીવો અહીં હતા. તેમની પાછળ વધારે વિકાસ પામેલાં અંગોવાળાં જળચરો આવ્યાં. પાછળથી સૂકી જમીનના પ્રદેશો વધતા ગયા તેમ તેમ પાણીમાં અને જમીન પર બંને ઠેકાણે રહી શકે એવાં આજના મગરો અને દેડકાંઓને મળતાં પ્રાણીઓ હયાતીમાં આવી શક્યાં. તેમની પાછળ વળી માત્ર જમીન પર જીવનારાં ભૂચરો આવ્યાં અને તેમની પાછળ હવામાં ઊડી શકે એવાં પાંખોવાળાં ખેચર આવ્યાં.

ઉપર મેં દેડકાંઓની વાત કરી છે. દેડકાંનાં ઈંડાંમાંથી તેના શરીરનો જે મજાનો વિકાસ થાય છે તે બહુ અભ્યાસ કરવા જેવો છે. જળચરમાંથી ભૂચર ક્રમે ક્રમે બન્યાં હશે તે આખો વિકાસક્રમ દેડકાના શરીરવિકાસ પરથી એક રીતે આપણે જાણી શકીએ છીએ. તદ્દન શરૂઆતમાં દેડકું માછલીના જેવું હોય છે પણ પછીથી તેનાં અંગો જમીન પર રહેનારાં પ્રાણીઓના જેવાં બને છે. બીજાં ભૂચરોની માફક દેડકું પણ ફેફસાંથી શ્વાસ લઈને જીવે છે.

પૃથ્વી પર ચેતનવાળાં પ્રાણીઓ હયાતીમાં આવ્યાં તે અતિ પ્રાચીન કાળમાં તેના પર મોટાં મોટાં જંગલો હતાં. તે સમયે પૃથ્વીની બધી જમીન કાદવકીચડવાળી અને ધાડાં જંગલોથી ભરેલી હોવી જોઈએ. આ બધાં વનો પાછળથી ઢંકાઈ ગયાં હશે અને તેમને ઢાંકી દેનારા ઢગલાબંધ પથ્થરો ને માટીના ભારના દબાણને લીધે લાંબે ગાળે આખરે તે બધાંનો કોલસો બની ગયો હોવો જોઈએ. એ તો તને ખબર હશે જ કે બહુ ઊંડે પૃથ્વીના પેટમાં આવેલી ખાણોમાંથી આજે આપણને કોલસો મળે છે. આજની કોલસાની ખાણો સાચું જોઈએ તો તે અતિ પ્રાચીન જમાનાનાં જંગલો જ છે.

જમીન પર વસનારાં આરંભનાં પ્રાણીઓમાં અતિ મોટા કદના સર્પો, ગરોળીઓ અને મગરો હતાં. આમાંનાં કોઈ કોઈ તો સો સો હાથ લાંબાં હતાં. સો ફૂટ લાંબો સાપ અથવા એટલી જ લંબાઈની ગરોળીનો ખ્યાલ આવે છે? લંડનના મ્યૂઝિયમમાં આ દીર્ઘકાય જાનવરોના અવશેષો આપણે જોયેલા તે તને યાદ છે?

આમની પાછળ આજે આપણે જોઈએ છીએ તેમને વધારે મળતાં આવતાં પ્રાણીઓ થયાં. તે બધાં આંચળવાળાં પ્રાણીઓ કહેવાય છે કેમકે પોતાનાં બચ્ચાંઓને તેઓ ધવડાવે છે. એ બધાં પણ પૂર્વે આજે જેવડાં છે તેનાથી ઘણા મોટા કદનાં હતાં. માણસને વધારેમાં વધારે મળતું આવતું આંચળવાળું પ્રાણી વાંદરો છે અથવા વધારે ચોકસાઈથી કહીએ તો પૂછડી વિનાનો વાનર છે. એ ઉપરથી લોકો એમ માને છે કે માણસ એ પૂછડી વગરના વાનરમાંથી અવતર્યો છે. આ બધી વાતનો અર્થ એ થાય છે કે જેમ દરેકેદરેક જીવ પોતાની આસપાસની કુદરતને અનુકૂળ થતો થતો વધારે ને વધારે સુધરતો ગયો તેવી જ રીતે માણસ પણ શરૂઆતમાં તો સુધરેલો વાનર જ હતો.

બેશક તે સુધરતો જ ગયો છે અથવા સાચી રીતે એમ કહેવું જોઈએ કે કુદરત તેનો વિકાસ કરતી જ રહી છે. અને આજે માણસના અભિમાનનો કંઈ પાર નથી. માણસ આજે પોતાને પ્રાણીઓથી કોઈક જુદી જ કોટિનો માને છે, પણ આખરે આપણે વાંદરાં અથવા વાનરના પિતરાઈઓ જ છીએ એ યાદ રાખવી એ સારું છે. ને વળી આજે પણ આપણાં ઘણાં ભાઈ-બહેનો માંકડાંના જેવું આચરણ કરે છે એમ તને નથી લાગતું?

# ૬

# પૃથ્વી પર માનવનો અવતાર

શરૂઆતનું ચેતન કેવા સાદા સરળ ઘાટના નમૂનાઓમાં પૃથ્વી પર દેખાયું અને કરોડો વરસોના ગાળા દરમિયાન વિકાસ પામતાં પામતાં આજનો ઘાટ તેને કયે ક્રમે મળ્યો તે મારા ગયા પત્રમાં આપણે જોયું. ચેતનના આ વિકાસક્રમમાંથી આપણને એક બહુ મજાનો અને મહત્ત્વનો નિયમ જડી આવ્યો. તે નિયમ એવો છે કે પ્રાણીઓ હમેશ પોતાની આસપાસની કુદરતને અનુકૂળ થવાનો—તેની સાથે પોતાનો મેળ સાધવાનો—પ્રયત્ન કરે છે. આવો પ્રયત્ન કરતાં રહીને પ્રાણીઓએ અનેક નવા નવા ગુણો કેળવ્યા અને તેમ કરતાં કરતાં તે વધારે ને વધારે ચઢિયાતાં અને અનેક અવયવોવાળાં બનતાં ગયાં. ચેતનના વિકાસમાં થતો આવેલો આ ફેરફાર અથવા તેની પ્રગતિ આપણે ઘણી રીતે જોઈ શકીએ છીએ. દાખલા તરીકે, તદ્દન પ્રારંભમાં હાડકાં વગરના જીવો હતા પણ એ જીવો એવા ને એવા લાંબો વખત જીવી શકે એમ નહોતું તેથી તેમણે હાડકાં વિકસાવ્યાં. આ જીવોમાં હાડકાંના વિકાસની શરૂઆત બરડાની કરોડથી થઈ. આમ બે જાતનાં પ્રાણીઓ થયાં, હાડકાંવાળાં અને હાડકાં વિનાનાં. માનવી અને જે બીજાં પ્રાણીઓ આપણી આજુબાજુ દેખાય છે તે બધાં, અલબત્ત, હાડકાંવાળાં પ્રાણીઓ છે.

હવે, માછલી અને તેને મળતા આવતા સાદા જીવો ઈંડાં મૂકીને તેમને છોડીને ચાલી જનારાં હોય છે. એ બધાં એકી વખતે હજારો ઈંડાં મૂકે છે પણ પછી તેની જરાયે સંભાળ કે દરકાર રાખતાં નથી. મા પોતાનાં બચ્ચાંની જરા

જેટલીયે ફિકર રાખતી જણાતી નથી. તે તો ઈંડાં મૂક્યાં કે પછી ચાલતી થાય છે અને તેમના તરફ પાછું ફરીનેયે કદી જોતી નથી. આ ઈંડાંની સંભાળ રાખનારું કોઈ હોતું નથી એટલે તેમનો મોટો ભાગ મરી જાય છે અને થોડાંમાંથી માછલીનાં નાનાં નાનાં બચ્ચાં બહાર નીકળે છે. આ કેવડો મોટો બગાડ કહેવાય ? આગળ ચાલતાં વધારે વિકાસ પામેલાં પ્રાણીઓને આપણે તપાસીશું તો એવું જણાશે કે, તે બધાં ઈંડાં ઓછાં મૂકે છે અથવા ઓછાં બચ્ચાં જણે છે પણ તેટલાની સંભાળ વધારે રાખે છે.

મરઘીયે ઈંડાં મૂકે છે પણ તે તેમના પર બેસીને તેમને સેવે છે. ઈંડાંમાંથી નાનાં બચ્ચાં બહાર આવે છે ત્યારે થોડા વખત સુધી તે તેમને ખવડાવે છે પણ ખરી. બચ્ચાં મોટાં થયા પછી મરઘી તેમને વિષે ઝાઝી ફિકર રાખતી જણાતી નથી.

આંચળવાળાં વધારે ચઢિયાતાં જે પ્રાણીઓ વિષે છેલ્લા પત્રમાં મેં વાત કરી હતી તેમનામાં આ બાબતમાં વળી વધારે ફરક દેખાય છે. આ પ્રાણીઓ તો ઈંડાં મૂકતાં જ નથી. પણ માતા ઈંડાંને પોતાના શરીરની અંદર જ રાખીને સેવે છે અને પૂરેપૂરાં વિકસેલાં પોતાના જેવાં જ નાના કદનાં પ્રાણીને જન્મ આપે છે. કૂતરાં, બિલાડાં, સસલાં બધાં આવું જ કરે છે. જન્મ પછી મા પોતાનાં બચ્ચાંને ધવડાવીને દૂધ પાય છે. મા આમ પોતાનાં બચ્ચાંની ખૂબ સંભાળ રાખતી જણાય છે. એ બધાંમાં પણ તું જોશે કે બગાડ ઘણો થાય છે. સસલી દર થોડે થોડે મહિને કેટલાંયે બચ્ચાં જણે છે, અને તેમાંનાં કેટલાંયે મરી જાય છે. પરંતુ હાથી જેવાં વધારે ચઢિયાતાં પ્રાણીઓમાં હાથણી એકી વખતે એક જ બચ્ચાને જન્મ આપે છે અને તેની બરાબર સંભાળ રાખે છે. આમ તું જોશે કે પ્રાણીઓ જેમ જેમ વિકાસ પામતાં જાય છે તેમ તેમ નવાંને જન્મ આપવા સારુ ઈંડાં મૂકતાં નથી પણ પોતાના જેવાં જ પૂરેપૂરાં

વિકસેલાં અંગોવાળાં પણ કદમાં બહુ નાનાં બચ્ચાં જણે છે. સૌથી ચઢતી જાતનાં પ્રાણીઓ એકી વખતે એક જ બચ્ચાંને જન્મ આપે છે. વળી તને એવું પણ જણાશે કે સૌથી ચઢિયાતાં પ્રાણીઓ પોતાનાં બચ્ચાં પર કંઈક હેત બતાવે છે. માણસ સૌથી શ્રેષ્ઠ પ્રાણી છે અને તેથી આપણે જોઈએ છીએ કે તેમનામાં માતા અને પિતા પોતાનાં બાળકો પર ખૂબ વહાલ રાખે છે અને તેમને બહુ કાળજીથી ઉછેરે છે.

પોતાનાથી ઊતરતી જાતનાં પ્રાણીઓમાંથી માણસ શરૂઆતમાં કંઈક આવી રીતે વિકાસ પામ્યો હોય એમ લાગે છે. આજે આપણે માણસોને જેવાં જાણીએ છીએ તેવાં શરૂઆતનાં માનવીઓ નહિ હોય. નહિ માનવી અને નહિ વાનર એવાં એ માનવ પ્રાણીઓ વાંદરાંઓની માફક જ જીવતાં હશે. જરમનીમાં હિડલબર્ગમાં આપણે બધાં એક પ્રોફેસરને મળવા ગયાં હતાં તે તને યાદ છે? તેણે આપણને પ્રાચીન અવશેષોનું એક સંગ્રહસ્થાન બતાવ્યું હતું. વળી ખૂબ સાચવીને પોતાની તિજોરીમાં તાળાંમાં રાખેલી એક જૂની ખોપરી પણ તેણે આપણને ખાસ બતાવી હતી. પેલાં શરૂઆતનાં માનવ-પ્રાણીઓમાંના એકની એ ખોપરી છે એમ મનાય છે. એ ખોપરીવાળા માણસના જમાનાના માનવપ્રાણીને હિડલબર્ગ માનવીને નામે આપણે ઓળખીએ છીએ, કારણ કે એ ખોપરી હિડલબર્ગની પાસેથી જડી આવી હતી. અલબત્ત, તે જૂના વખતમાં હિડલબર્ગ કે એવું બીજું કોઈ શહેર નહોતું તે યાદ રાખવું જોઈએ.

પ્રારંભનાં એ માનવપ્રાણીઓ પૃથ્વી પર આમથી તેમ રખડીને જીવતાં. તે અતિ પ્રાચીન કાળમાં ઠંડી બહુ પડતી હતી. પૃથ્વી પર તે વખતે બરફ બહુ રહેતો તેથી તે જમાનો હિમયુગ નામે ઓળખાય છે. ઉત્તર ધ્રુવની આસપાસ આજે જેવી હિમનદીઓ વહે છે તેવી તે કાળમાં છેક ઇંગ્લંડ અને જર્મનીના પ્રદેશ સુધી વહેતી હતી. તે વખતના માનવીઓને

જીવવાની મુશ્કેલીનો પાર નહિ હોય. અને તેમને કષ્ટ પણ ખૂબ પડતું હોવું જોઈએ. જે મુલકોમાં હિમનદીઓ વહેતી નહિ હોય ત્યાં જ તે જીવી શકતા. વિજ્ઞાનવેત્તાઓ આપણને જણાવે છે કે તે કાળમાં ભૂમધ્ય સમુદ્ર એક દરિયો ન હતો પણ તેને ઠેકાણે એકાદ બે સરોવરો હતાં. રાતા સમુદ્રને સ્થાને પણ તે કાળે જમીન હતી. તે જમાનામાં હિંદના પ્રદેશનો મોટો ભાગ એક દ્વીપ હતો અને આપણા પ્રાંતના થોડાક ભાગમાં તથા પંજાબ આખાને ઠેકાણે સમુદ્ર હતો. મધ્ય હિંદના અને દક્ષિણ હિંદના આખા પ્રદેશને દરિયાના પાણીથી હિમાલયથી અલગ પડી ગયેલા એક બેટ જેવો તું કલ્પી જો. તે વખતે જો તારે મસૂરી જવું હોત તો થોડી મુસાફરી તારે સ્ટીમરમાં કરવી પડત.

માણસ જ્યારે પ્રથમ અવતર્યો ત્યારે તેની ચારે પાસ ગંજાવર કદનાં પ્રાણીઓ હોવાં જોઈએ. તે બધાંથી તે બીતો તો હશે જ. આજે માણસ દુનિયાનો સ્વામી બન્યો છે અને પ્રાણીઓ પાસેથી પોતાની મરજી પ્રમાણે કામ લે છે. ઘોડો, ગાય, હાથી, કૂતરું, બિલાડી અને બીજાં એવાં કેટલાંયે પ્રાણીઓને તે પાળે છે, બીજાં કેટલાંકને તે ખાય છે તો વળી સિંહ તેમજ વાઘ જેવાં બીજાં કેટલાંકનો તે શોખને ખાતર શિકાર કરે છે. તે જમાનામાં માણસ આવો સ્વામી નહોતો પણ ઊલટું પેલાં ગંજાવર કદનાં જાનવરોથી દૂર ભાગતો ફરતો તેમનો જ શિકાર બનતો હતો. વખત જતાં ધીરે ધીરે પોતાની પ્રગતિ કરતો કરતો માણસ આખરે જોકે એટલો સામર્થ્યશાળી થયો છે કે તેના કરતાં વધારે જોરાવર બીજું કોઈ પણ પ્રાણી પૃથ્વી પર રહ્યું નથી. આ સામર્થ્ય તેણે ક્યાંથી મેળવ્યું? શરીરના બળથી તેનું સામર્થ્ય વધ્યું નથી કેમકે આજેયે હાથી શરીરબળમાં તેનાથી અનેકગણો જોરાવર છે. માણસનું સામર્થ્ય તો વિચારની શક્તિનું એટલે કે બુદ્ધિનું હતું.

પૃથ્વી પરના માનવીના છેક પ્રારંભના દિવસોથી તે આજ સુધીના તેના આ બુદ્ધિવિકાસનો ક્રમ આપણે જોઈ શકીએ છીએ. સાચે જ, માનવી તેની આ બુદ્ધિશક્તિને કારણે જ બીજાં પ્રાણીઓથી જુદો તરી આવે છે. જરાયે વિચારશક્તિ અથવા બુદ્ધિવિનાના માણસ અને પ્રાણી વચ્ચે નહિ જેવો જ ફરક હોય છે.

પોતાની બુદ્ધિના સામર્થ્યથી માણસે જે પહેલી મોટી શોધ કરી તે દેવતા પાડવાની. આજે આપણે દીવાસળીથી દેવતા સળગાવીએ છીએ પણ આ દીવાસળીઓની શોધ તો છેક હમણાં હમણાં થઈ છે. જૂના વખતમાં દેવતા પાડવાને માટે માણસો બે ચકમકના પથરાને એકબીજાની સાથે ઘસતા. એ ઘસારામાંથી જે તણખો પડતો તેનાથી સૂકું ઘાસ અથવા એવો જ કોઈ બીજો સૂકો પદાર્થ સળગતો. કેટલીક વાર તો બે ચકમકના પથરા અથવા બીજી કોઈ વસ્તુઓ એકમેકની સાથે ઘસાવાથી જંગલોમાં આપોઆપ આગ સળગી ઊઠે છે. પ્રાણીઓને આવા બનાવ ઉપરથી કશો જ બોધ થતો નહિ કેમકે તેમને તેટલી બુદ્ધિ નહોતી. પણ માણસની બુદ્ધિ પ્રાણીઓથી વધારે હતી. તે અગ્નિનો ઉપયોગ જોઈ શક્યો. એ અગ્નિથી શિયાળામાં તેની ટાઢ ઊડી જતી અને તેના દુશ્મનો એટલે કે પેલાં મોટાં જાનવરો આગથી ભડકીને ભાગી જતાં તેણે જોયાં એટલે જ્યારે જ્યારે જંગલોમાં આગ ઊઠતી ત્યારે માણસ-જાતનાં સ્ત્રીઓ અને પુરુષો સૂકાં પાંદડાં વગેરે તેમાં નાંખીને તેને જાગતી રાખવાને મથતાં. તેમને એમ થતું કે આ સળગેલા અગ્નિને ઓલવાવા દેવો નથી. આમ કરતાં કરતાં એક ચકમકને બીજી ચકમક સાથે ઘસીને આપણે પણ તણખો પાડીને મોટો ભડકો સળગાવી શકીએ છીએ એવી શોધ તેમણે કરી. તેમને માટે આ શોધ બહુ ભારે કહેવાય કેમકે તેનાથી જ બીજાં પ્રાણીઓ પર તેમને કંઈક કાબૂ મળ્યો. આમ દુનિયાના સ્વામી થવા માટેનો રસ્તો માણસને મળી ગયો.

## ૭

# પ્રારંભનાં માનવીઓ

આપણા ગયા પત્રમાં આપણે જોયું કે માણસ અને બીજાં પ્રાણીઓ વચ્ચેનો મુખ્ય ફરક તેની બુદ્ધિનો છે. આ બુદ્ધિની શક્તિને કારણે જ તેની આજુબાજુનાં જનાવરો કરતાં તે વધારે ચાલાક અને જોરાવર બન્યો છે. બુદ્ધિનું આ સામર્થ્ય જો તેની પાસે ન હોત તો પેલાં જાનવરોએ તેનો નાશ કરી નાખ્યો હોત. માણસની બુદ્ધિના વિકાસની સાથે સાથે તેનું સામર્થ્ય પણ વધતું જ ગયું. પહેલાં પોતાના દુશ્મનો સાથે લડવાને માટે કોઈ ખાસ હથિયારો માણસ પાસે નહોતાં. બહુ બહુ તો તે તેમના પર પથ્થરો ફેંકી શકતો. પછી તેણે પથ્થરમાંથી કુહાડીઓ અને ભાલા બનાવવા માંડ્યાં. વળી પથ્થરમાંથી જ તેણે સોયો વગેરે અનેક બીજી વસ્તુઓ પણ બનાવી. સાઉથ કેન્સિંગ્ટન મ્યૂઝિયમમાં અને જિનિવાના મ્યૂઝિયમમાં આપણે આવાં પથ્થરમાંથી બનાવેલાં ઓજારો જોયાં હતાં.

જે હિમયુગ વિષે મારા ગયા પત્રમાં મેં લખ્યું હતું તે હવે ધીરે ધીરે પૂરો થયો અને મધ્ય યુરોપ તેમજ એશિયામાંથી હિમનદીઓ અદશ્ય થઈ. આબોહવા જરા ઉષ્ણતાવાળી થવા લાગી તેમ તેમ માણસોની વસ્તી આમતેમ ફેલાવા લાગી.

તે જમાનામાં રહેવાનાં ઘર કે મકાનો જેવું કશું નહોતું. લોકો ગુફાઓમાં વાસ કરતા. ખેતરમાં કામ કરવાનું એટલે કે ખેતી નહોતી. માણસો બદામ જેવાં છોડીવાળાં અને બીજાં જંગલી ફળો તેમજ પ્રાણીઓને મારીને ખાતાં. તેમને ભાત કે રોટલી ખાવાનાં મળતાં નહોતાં કેમકે ખેતરોમાં તેઓ કશું

પકવતાં નહોતાં. રાંધતાં પણ તેમને આવડતું નહોતું. પણ જે મોટાં મોટાં તાપણાં તે લોકો સળગાવતા તેમના પર માંસ કદાચ તેઓ ભૂંજી ખાતા હશે. તેમની પાસે તાવી કે તપેલાં જેવાં રસોઈનાં વાસણો નહોતાં.

એક વાત આ માણસો વિષે બહુ વિસ્મય ઉપજાવે એવી છે. આ જંગલી માણસો ચિત્રો દોરી શકતા હતા. અલબત્ત તેમની પાસે કાગળ કે કલમો કે પેનસિલો કે પીંછીઓ જેવાં ચીતરવા માટેનાં સાધનો નહોતાં. તેમની પાસે હતાં માત્ર તેમનાં પથ્થરનાં ટાંકણાં અને બીજાં અણિયાળાં ઓજારો. એ ઓજારો વડે તેઓ ગુફાઓની ભીંતો પર પ્રાણીઓની આકૃતિઓ કોતરતા કે દોરતા. તેમની દોરેલી કેટલીક આકૃતિઓ સરસ છે પણ તે બધી એક બાજુની જ છે. તું જાણે છે કે આવી એક બાજુની આકૃતિઓ દોરવાનું સહેલું હોય છે. નાનાં બાળકો જ્યારે ચિત્રો કાઢે છે ત્યારે એવી જ આકૃતિઓ દોરે છે. તે લોકોની ગુફાઓની અંદરના ભાગમાં અંધારું હશે એટલે તે લોકો કોઈક જાતના સાદા દીવાનો ઉપયોગ કરતા હોય એવો સંભવ છે.

જેમનું આ વર્ણન કર્યું છે તેમને પેલિયોલિથિક એટલે પ્રાચીન પાષાણ યુગનાં માણસોને નામે ઓળખવામાં આવે છે. તે જમાનાનાં માણસો પોતાનાં બધાં ઓજારો પથ્થરનાં બનાવતા તેથી તેને પાષાણનો યુગ કહે છે. ધાતુઓનો ઉપયોગ તેઓ શીખ્યા નહોતા. આજે આપણી ઘણીખરી વસ્તુઓ ધાતુઓની અને તેમાંયે ખાસ કરીને લોઢાની બનેલી હોય છે. પણ તે જમાનામાં લોઢું કે કાંસું માણસને જડ્યાં નહોતાં. તેથી જેને ઘડવામાં ઘણી માથાકૂટ પડે છે એવા પથ્થરનો જ તેને ઉપયોગ કરવો પડતો.

આ પાષણ યુગનો અંત આવ્યો તે પહેલાં જ પૃથ્વી પર ઉષ્ણતાનું પ્રમાણ વધવાથી તેની આબોહવામાં બહુ ફેર

પડી ગયો. હિમનદીઓ પાછી હઠીને ધ્રુવપ્રદેશ તરફ જતી રહી હતી અને મધ્ય એશિયા તેમજ યુરોપમાં મોટાં ધાડાં જંગલો નીપજ્યાં હતાં. આ જંગલોમાં આપણને માણસની એક નવી જાતિ વાસ કરતી માલૂમ પડે છે. આપણે હમણાં જ જેમની ઓળખાણ કરી ગયાં તે પ્રાચીન પાષાણ યુગના માનવીઓ કરતાં આ લોકો ઘણી રીતે વધારે હોશિયાર હતા. પોતાનાં ઓજારો તો જોકે તેઓ પણ પથ્થરનાં જ બનાવતા હતા. આ માણસો પણ પાષાણ યુગનાં જ ગણાય છે પણ એ પાષાણ યુગ પાછળનો છે. તેમને નિયોલિથિક માણસો એટલે કે નૂતન પાષાણ યુગનાં માણસોને નામે ઓળખવામાં આવે છે.

નૂતન પાષાણ યુગનાં આ માનવીઓનું નિરીક્ષણ કરતાં આપણે ઘણી પ્રગતિ થયેલી જોઈ શકીએ છીએ. બીજાં પ્રાણીઓની સરખામણીમાં માણસને તેની બુદ્ધિ તેમનાથી ખૂબ આગળ ઝપાટાથી દોરી જતી દેખાય છે. નૂતન પાષાણ યુગનાં આ માણસોએ ખેતીની ભારે શોધ કરી. તેમણે ખેતરો ખેડીને તેમાં પોતાનું અનાજ ઉગાડવાનું શરૂ કર્યું. તેમને માટે આ બહુ મોટી વાત કહેવાય. પહેલાં આખો વખત પ્રાણીઓનો શિકાર કરવામાં ગાળવો પડતો તેને બદલે તેમને તેમનો ખોરાક હવે વધારે સરળતાથી મળવા લાગ્યો. તેમને ફુરસદ પણ મળવા લાગી એટલે કે આરામને માટે તેમજ વિચાર કરવાને માટે તેમને વધારે સમય ફાજલ પડવા લાગ્યો. જેમ જેમ તેમને વધારે ફુરસદ મળતી ગઈ તેમ તેમ નવી નવી વસ્તુઓ મેળવવામાં અને જીવનની નવી નવી પદ્ધતિઓ શોધવામાં તેમણે વધારે પ્રગતિ કરવા માંડી. તેઓ માટીનાં વાસણો બનાવવા લાગ્યા અને તેમાં પોતાના ખાવાના પદાર્થો રાંધતાં શીખ્યા. તેમનાં પથ્થરનાં ઓજારો પહેલાંના કરતાં ઘણાં સુધરેલાં અને ઘસીને રૂપાળાં ચકચકતાં કરેલાં માલૂમ પડે છે. ગાય, કૂતરું અને ઘેટાં જેવાં પ્રાણીઓને પાળતાં તેમને આવડ્યું. કાપડ વણવાનું પણ તેમને આવડી ગયું હશે એમ લાગે છે.

વાસ પણ તેમણે ઘરોમાં અથવા છાપરાંઓમાં કરવા માંડયો. જંગલી પ્રાણીઓ અથવા બીજાં માણસો પોતાના પર સહેજે હુમલો ન કરી શકે તેટલા માટે તેઓ પોતાનાં છાપરાં સરોવરોની વચ્ચે બાંધતા. આ લોકો તેથી સરોવરવાસીઓને નામે ઓળખાય છે.

આ લોકોને વિષે આપણને આટલી બધી માહિતી ક્યાંથી મળી એનું તને અચરજ થતું હશે. ચોપડીઓ તો અલબત્ત તેમણે ક્યાંથી લખી હોય? પણ મેં તને પહેલાં જણાવેલું જ છે કે કુદરતના મહાન ગ્રંથમાંથી આપણને આ લોકોની વાતો મળે છે. એ ગ્રંથ વાંચીને તેની બોલી ઉકેલવાનું કામ સહેલું નથી. તેને માટે અખૂટ ધીરજની જરૂર હોય છે. આ ગ્રંથ ઉકેલવામાં કેટલાયે લોકોએ પોતાની આખી જિંદગી ગાળી છે અને તેમણે જૂના કાળનાં પ્રાણીઓના અવશેષો તેમજ એવી બીજી વસ્તુઓનો મોટો સંગ્રહ કર્યો છે. આ અવશેષોના સંગ્રહો મોટાં મોટાં મ્યૂઝિયમોમાં રાખવામાં આવેલા છે. અને ત્યાં નૂતન પાષાણ યુગના માણસોએ બનાવેલી, ઘસીને ચક-ચકતી કરેલી કુહાડીઓ, તેમણે બનાવેલાં વાસણો, પથ્થરમાંથી ઘડી કાઢેલાં બાણનાં ફળાંઓ અને સોયો અને એવી જ બીજી વસ્તુઓ આજેયે જોવાની મળે છે. તેં પોતે પણ આવી કેટલીક વસ્તુઓ જોયેલી છે. પણ તું તે કદાચ ભૂલી ગઈ હશે. હવે એ જ વસ્તુઓ ફરી પાછી તને જોવાની મળે તો તેમાંથી તને વધારે માહિતી મળશે.

આ લોકોના સરોવરમાં આવેલા વાસનો એક સરસ નમૂનો જીનિવાના મ્યૂઝિયમમાં હતો એવું મને યાદ છે. સરોવરની અંદર લાકડાંની વળીઓ ખોસેલી હતી અને તેમને મથાળે લાકડાંનો એક માંચો બનાવેલો હતો. એ માંચા પર લાકડાનાં છાપરાંઓ ગોઠવ્યાં હતાં અને એ આખી રચનાનો એક નાના પુલ વડે જમીન સાથે સંબંધ જોડવામાં આવ્યો હતો.

નૂતન પાષાણ યુગનાં આ માણસો પ્રાણીઓનાં ચામડાંથી અથવા કેટલીક વખત શણનાં જાડાં ખડબચડાં કાપડથી પોતાનાં શરીરો ઢાંકતાં. શણના છોડમાંથી સરસ રેસાઓ નીકળે છે અને તેમનું કાપડ બનાવવામાં આવે છે. આજે પણ શણિયાં વગેરે જેવું સુંવાળું કાપડ શણમાંથી બનાવવામાં આવે છે. પણ તે દિવસોમાં બનાવેલું શણનું કાપડ બહુ જાડું અને ખડબચડું હોવું જોઈએ.

આ માણસો આમ પ્રગતિ કરતા રહ્યા. તેઓ તાંબાનાં અને કાંસાનાં ઓજારો બનાવવા લાગ્યા. કાંસું, તાંબું અને કલાઈનું મિશ્રણ છે, અને એ બન્ને કરતાં વધારે કઠણ હોય છે એ તો તને ખબર છે. એ લોકો સોનાનો ઉપયોગ પણ કરતા હતા અને પોતાની મોટાઈની શેખી મારવાને તેનાં ઘરેણાં બનાવીને પહેરતાં પણ શીખ્યા હતા.

આ લોકો આશરે દશેક હજાર વર્ષ પૂર્વે થઈ ગયા હોવા જોઈએ. અલબત્ત એમની હયાતીનો ચોક્કસ સમય કે સાલ આપણને મળતી નથી. એ બધું મોટે ભાગે અનુમાનથી જ ખોળી કાઢવાનું રહે છે. અત્યાર સુધી આપણે કરોડો વર્ષોના ગાળાઓની વાતો કરી એ તારા ધ્યાનમાં આવ્યું હશે. હવે આપણે આપણા આધુનિક જમાનાની વધારે ને વધારે નજીક આવતાં જઈએ છીએ. નૂતન પાષાણ યુગનાં માણસોથી માંડીને આજના માણસ સુધીમાં વચ્ચે કોઈ તૂટ પડેલી અથવા એકાએક થયેલો ફેરફાર દેખાતો નથી. અને છતાં આપણે તે જમાનાના માણસથી બહુ જુદાં પડી આવીએ છીએ. જે ફેરફારો થયા છે તે કુદરતની હમેશની રીત પ્રમાણે બહુ ધીમે ધીમે થયા છે. માણસની જુદી જુદી જાતિઓ વિકાસ પામીને પોતપોતાને રસ્તે પડી પોતાનું વિશેષ પ્રકારનું જીવન ગાળવા લાગી. દુનિયાના જુદા જુદા ભાગોમાં આબોહવા જુદી જુદી જાતની હોવાથી તે તે ભાગમાં વસનારા લોકોને તેને અનુકૂળ થઈને

રહેવું પડતું અને તેથી તે જાતિઓમાં એકબીજા વચ્ચે બહુ ફરક પડવા લાગ્યો. પણ આની વાત આપણે પાછળથી કરીશું.

એક વધારાની વાત મારે આજે તને લખવી છે. નૂતન પાષાણ યુગના અંતના અરસામાં માણસને માથે એક મોટી આફત ઊતરી. તે વખતે ભૂમધ્ય સમુદ્ર આજે જે સ્થળે છે ત્યાં સમુદ્ર નહોતો, એ મેં તને એક વાર લખ્યું છે. તે સ્થળે તે સમયે કેટલાંક છૂટાંછવાયાં સરોવરો જ હતાં અને તેમાં ઘણા લોકો વાસ કરીને રહેતા હતા. એ અરસામાં યુરોપ અને આફ્રિકા વચ્ચે આવેલી જિબ્રાલ્ટરની જમીન એકાએક ધોવાઈ ગઈ અને આટ્લાંટિક મહાસાગરનાં પાણી ભૂમધ્યના નીચા પ્રદેશમાં ધસી આવ્યાં. પાણી ચડતાં ગયાં અને તે પ્રદેશ આખો પાણી નીચે ડૂબતો ગયો. તેથી પેલાં સરોવરોમાં અને તેમની આજુબાજુ વાસ કરીને રહેલાં અનેક સ્ત્રીપુરુષો પાણીમાં ડૂબી ગયાં હશે અથવા ધસડાઈ ગયાં હશે. તેમને નાસીને બચવાનું કોઈ ઠામ નહોતું. માઈલોના માઈલો સુધી જ્યાં ને ત્યાં બસ પાણી જ પાણી થઈ ગયું. એ આખો પ્રદેશ પાણીથી ભરાઈ ગયો અને ભૂમધ્ય સમુદ્ર પૂરેપૂરો હસ્તીમાં આવ્યો ત્યાં સુધી આટ્લાંટિક મહાસાગરનું પાણી એ નીચા પ્રદેશમાં ધસતું જ રહ્યું.

દુનિયામાં થઈ ગયેલા એક મોટા જળપ્રલયની વાતો તારા સાંભળવામાં કે વાંચવામાં આવી હશે. બાઇબલમાં એ પ્રલયની વાતો કહેલી છે, અને આપણા કેટલાક સંસ્કૃત ગ્રંથોમાં પણ એ વાતનો ઉલ્લેખ છે. જે પ્રલયની આ વાતો છે તે ભૂમધ્યના પ્રદેશમાં પાણી ભરાયું તે બનાવની વાત હોય એવો સંભવ છે. માણસજાતને માથે આવી પડેલી આ એક એવી મોટી જબરી આફત હતી કે જે થોડા લોકો એમાંથી બચ્યા હશે તેમણે પોતાનાં બચ્ચાંઓને એ વાત કહી હશે. તે બાળકો મોટાં થયાં હશે ત્યારે તેમણે વળી પોતાનાં બચ્ચાંને તે વર્ણવી હશે અને આમ પેઢી દર પેઢી માણસજાતમાં એ વાતો ઊતરી આવી હશે.

## ૮

# જુદી જુદી જાતિઓ કેમ બની?

ઘણુંખરું સરોવરોમાં વાસ બાંધીને રહેતા નૂતન પાષાણ યુગના માણસોની વાત આપણે ગયા પત્રમાં કરી. તે લોકોએ ઘણી બાબતોમાં ઘણી પ્રગતિ કરી હતી તે પણ આપણે જોયું. ખેતીની શોધ તેમણે જ કરી હતી, અને પોતાનો ખોરાક રાંધતાં તેમજ પોતાના ઉપયોગને માટે પ્રાણીઓને પાળતાં પણ તેઓ શીખ્યા હતા. આ બધું કેટલાયે હજાર વર્ષો પહેલાં બની ગયું અને આપણને એ લોકોને વિષે ઝાઝી માહિતી નથી. પરંતુ આજે દુનિયામાં માણસોની જે જે જાતિઓ વિષે આપણે જાણીએ છીએ તે બધી ઘણુંખરું આ નૂતન પાષાણ યુગના માણસોમાંથી ઊતરી આવેલી છે. તું જાણે છે કે આજે ગોરા ને પીળા, તેમજ ઘઉંવર્ણા ને કાળા લોકો દુનિયામાં હસ્તી ધરાવે છે. પણ સાચું જોઈએ તો માનવીની જાતિઓને આવા ચાર ચોક્કસ વિભાગોમાં વહેંચી નાખવાનું સહેલું નથી. જુદી જુદી જાતિઓ એકબીજી સાથે એવી રીતે ભળી ગઈ છે કે તેમાંની ઘણીને કયા વિભાગમાં મૂકવી તે ચોક્કસ રીતે કહેવાનું કઠણ થઈ જાય છે. વિજ્ઞાનવેત્તાઓ માણસોનાં માથાંઓનાં માપ લે છે અને કેટલીક વાર એ માપો ઉપરથી તે લોકો તેમની જાતિ કઈ છે તે કહી શકે છે. માણસની જાતિ ઓળખવાને આ ઉપરાંત બીજી પણ કેટલીક રીતો છે.

આ બધી ભિન્ન ભિન્ન જાતિઓ કેવી રીતે અસ્તિત્વમાં આવી? એ બધી જાતિઓ જો એક જ જાતના માણસોમાંથી ઊતરી આવી હોય તો આજે તે બધી એકબીજીથી આટલી

બધી જુદી કેમ પડી આવે છે? તને ખબર તો છે જ કે એક જર્મન એક હબસીના કરતાં બહુ જુદો દેખાય છે. એક ગોરો છે ને બીજો કાળો છે. જર્મનના વાળ ખુલ્લા રંગના અને લાંબા હોય છે. હબસીના વાળ કાળા, ટૂંકા ને વાંકડિયા હોય છે. ચીનો વળી આ બંનેથી જુદો દેખાય છે. એકબીજામાં જણાતા આવા બધા ફરકો માણસોમાં ક્યાંથી ઘૂસી ગયા તે કહી શકાતું નથી. પણ એ ફરકો કેમ પડ્યા તેનાં કેટલાંક કારણો આપણે જાણીએ છીએ. પ્રાણીઓ પોતાની આસપાસની કુદરતમાં ભળી જાય છે ત્યારે તેમનામાં કેવા કેવા ફેરફારો થાય છે તેની વાત મેં તને કરેલી છે. આજના જર્મન અને હબસી જુદા જુદા નમૂનાના માણસોમાંથી ઊતરી આવ્યા હોય એવો સંભવ છે પણ કોઈક દૂરના જમાનામાં તેમનો પૂર્વજ એક જ હોવો જોઈએ. એટલે આસપાસની કુદરતની સાથે અનુકૂળ થઈ જવાની પ્રક્રિયા દરમિયાન આ ભેદો નીપજ્યા હોવા જોઈએ. અથવા એમ પણ બન્યું હોય કે બીજી જાતિઓના કરતાં કેટલીક જાતિઓ કેટલાંક પ્રાણીઓની માફક પોતાની આસપાસની કુદરતને રંગે સહેલાઈથી રંગાઈ ગઈ હોય. જેમકે ધ્રુવ પ્રદેશની કડકડતી ઠંડી અને બરફમાં રહેતા માણસે ટાઢ સહન કરવાની શક્તિ ખીલવી હશે. આજે પણ એસ્કિમો જાતિનાં માણસો ઉત્તરના બરફના પ્રદેશોમાં વસે છે અને ગમે તેવી આકરી ટાઢ સહન કરી શકે છે. આપણા દેશ જેવા ઉષ્ણ દેશોમાં તેમને લાવીએ તો તેઓ કદાચ મરી પણ જાય. વળી બાકીની દુનિયા સાથેનો તેમનો સંબંધ કપાઈ ગયેલો છે અને તેમને મહા કષ્ટથી ગુજારો કરવો પડે છે તેથી કુદરત પાસેથી દુનિયાના બીજા ભાગોના લોકો જેટલી વસ્તુઓ શીખ્યા છે તેટલી તેઓ શીખ્યા નથી. આફ્રિકાના લોકો વિષુવવૃત્તની પાસે રહે છે. ત્યાં ગરમી ખૂબ પડે છે એટલે તે ગરમીથી તે લોકો ટેવાઈ જાય છે. સૂર્યની અસાધારણ ગરમીને લીધે તેમનો વર્ણ શામળો થાય છે.

આપણે દરિયા કિનારે અથવા બીજે કોઈ સ્થળે તડકામાં ઘણો વખત રહીએ તો આપણી ચામડીને ઘેરો રંગ ચઢે છે. એટલે કે આપણે મૂળ હોઈએ તેના કરતાં વધારે ઘઉંવર્ણાં કે શામળાં બનીએ છીએ, એ વાતની તને ખબર છે. થોડા દિવસો સુધી સૂર્યસ્નાન કરવાથી જો આપણો વર્ણ આવો ઘેરો બની જાય તો પછી જે માણસ હમેશ આ તડકામાં જ રહે છે તે કેવો શામળો થઈ જતો હશે? અને સેંકડો વર્ષો સુધી લોકો ને તેમનાં બાળકો ને તેમનાંયે બાળકો પેઢી દર પેઢી બહુ ઉષ્ણ પ્રદેશોમાં રહે એટલે તે બધાં વધારે ને વધારે ઘેરા રંગનાં થતાં થતાં આખરે છેક કાળા વર્ણનાં બની જાય છે. ખરે બપોરે ધૂમ તડકામાં પોતાના ખેતરમાં કામ કરતા હિંદી ખેડૂતને તો તેં જોયો જ છે. તે એટલો ગરીબ હોય છે કે તેને ઝાઝાં કપડાં મળતાં નથી એટલે તેણે નામનું જ પહેરેલું કે ઓઢેલું હોય છે. તેનું આખુંયે શરીર તડકામાં ખુલ્લું રહે છે અને આમ ને આમ તે આખી જિંદગી કાઢે છે. એટલે તેની ચામડીનો રંગ કાળો થઈ જ જવાનો.

એટલે આપણે જોઈએ છીએ કે લોકો જેવી આબોહવામાં રહે તે પ્રમાણે તેમની ચામડીનો વર્ણ થાય. માણસની લાયકાત કે સારાપણું કે તેની સુંદરતાની સાથે તેના રંગને કોઈ જાતનો સંબંધ નથી. ગરમ દેશમાં લાંબા સમયથી રહેનારો ગોરો પણ પંખાઓ અને ખસની ટટ્ટીઓ વડે પોતાના અંગને સૂર્યના તડકાની કે ગરમીની સામે ન સાચવે તો કાળો પડી જાય. તું જાણે છે કે આપણે કાશ્મીરી છીએ અને બસોથીયે વધારે વર્ષો પહેલાં આપણા પૂર્વજો કાશ્મીરમાં રહેતા હતા. કાશ્મીરમાં ખેડૂતો અને મજૂરો તેમજ બીજાં સૌ ગોરાં હોય છે તેનું કારણ એ જ છે કે કાશ્મીરની આબોહવા ઠંડી છે. પણ એ જ કાશ્મીરીઓ હિંદના બીજા ઉષ્ણ પ્રાંતોમાં જઈને રહે છે ત્યારે થોડી પેઢીઓ પછી શામળા વર્ણના થઈ જાય છે. આપણાં કેટલાંયે કાશ્મીરી સંબંધીઓ અને મિત્રો ઘણાં ગોરાં છે અને બીજાં કેટલાંયે વાને

બીનાં છે. કાશ્મીરી કુટુંબ જેટલા સમયથી હિંદના આ બાજુના પ્રદેશમાં રહેતું હોય તેટલા પ્રમાણુમાં તેનો વર્ણ શામળો હોય છે.

આમ આપણે જોઈએ છીએ કે ચહેરા અને ચામડીના રંગનું મુખ્ય કારણ આબોહવા છે. બેશક એમ બને કે કેટલાક લોકો ગરમ પ્રદેશોમાં વસતા હોવા છતાં તેમને ખુલ્લામાં કામ કરવું પડતું નથી, કેમકે મોટી મોટી હવેલીઓ બાંધીને તેમાં રહી શકે તેમજ પોતાની જાતની અને પોતાના ચહેરાની સંભાળ રાખી શકે તેટલી તેમની પાસે પૈસાની છૂટ હોય છે. કોઈ કોઈ પૈસાદાર કુટુંબ આ પ્રમાણે પેઢીઓ સુધી જીવન ગાળી શકે તો તેમના વર્ણ પર આબોહવાની નહિ જેવી જ અસર પહોંચે છે. પણ જાતે મહેનત ન કરવી અને બીજાની મહેનત પર જીવવું એ કંઈ બહુ ગૌરવ લેવા જેવી વાત નથી.

હિંદમાં ઉત્તરે કાશ્મીરમાં અને પંજાબમાં લોકો ઘણું-ખરું રંગે ગોરા હોય છે. પણ જેમ જેમ આપણે દક્ષિણ તરફ જઈએ છીએ તેમ તેમ લોકોનો વર્ણ ઘેરો થતો દેખાય છે. મદ્રાસમાં અને લંકામાં લોકો તદ્દન શામળા હોય છે એ તેં જોયેલું છે. હવે તું તરત જ કહેશે કે આનું કારણ આબો-હવા છે, કેમકે જેમ જેમ આપણે દક્ષિણ તરફ જઈએ છીએ તેમ વિષુવવૃત્ત પાસે આવતો જતો હોવાથી આબોહવા ઉષ્ણ થતી જાય છે. તારી આ વાત તદ્દન સાચી છે અને હિંદના જુદા જુદા ભાગોના લોકોના ભિન્ન ભિન્ન વર્ણનું મુખ્ય કારણ એ જ છે. પાછળથી આપણે જોકે જોઈશું કે જે મૂળ જાતિઓ હિંદમાં આવીને વસી હતી તેમનામાં રહેલો વર્ણભેદ પણ આજે દેખાતા જુદા જુદા રંગોનું કંઈક અંશે કારણ છે. ભૂતકાળમાં જુદે જુદે વખતે અનેક જાતિઓ હિંદમાં આવી હતી અને તે બધી એકબીજાથી અલગ રહેવાનો પ્રયત્ન કરતી છતાં પરસ્પર ભેળસેળ થઈ ગઈ હતી. એટલે આજે અમુક એક હિંદી અમુક જ એક મૂળ જાતિનો છે એમ કહેવું કઠણ છે.

૯

# માણુસની જાતિઓ અને ભાષાઓ

માણુસ દુનિયાના કયા ભાગમાં પ્રથમ હસ્તીમાં આવ્યો તે આપણે કહી શકતાં નથી. અને માણુસો પ્રથમ દુનિયાના કયા ભાગોમાં વાસ કરીને રહ્યાં તે પણુ આપણે જાણુતાં નથી. સંભવ એવો છે કે દુનિયાના જુદા જુદા ભાગોમાં માણુસો લગભગ એકી વખતે હસ્તીમાં આવ્યાં હશે. વધારે સંભવ એવો લાગે છે કે હિમયુગની મોટી મોટી હિમનદીઓ ગરમીથી ઓગળીને ઉત્તરમાં ધ્રુવ પ્રદેશ તરફ પાછી હઠવા લાગી તે સમયે માણુસો ઉષ્ણુ પ્રદેશોમાં રહેતા હોવા જોઈએ. જ્યારે બરફ ઓગળવાથી જમીન ખુલ્લી થઈ હશે ત્યારે દુનિયાના કેટલાક ભાગો પર આજે સાઈબિરિયામાં છે તેવાં તુંદ્રા અથવા મોટાં મોટાં ખુલ્લાં મેદાનો બન્યાં હશે. આ મેદાનોમાં ભરચક ઘાસ ઊગતું હોવું જોઈએ અને માણુસોને પોતાનાં ઢોરને માટે ઘાસનો ખપ પડતો હોવાથી તેઓ એ ઘાસવાળાં મેદાનોમાં રખડતા ફરતા હશે. કોઈ પણુ જાતના કાયમના રહેઠાણુ વિનાના અને હમેશ આમથી તેમ રખડતા ફરતા આવા લોકોને ગોપ જાતિઓને નામે ઓળખવામાં આવે છે. આજેયે ઘણુા દેશોમાં અને આપણે ત્યાં હિન્દમાં પણુ આવી જિપ્સી જેવી ગોપ જાતિઓ મોજૂદ છે.

એ પછી સામાન્યપણે લોકો મોટી મોટી નદીઓને કિનારે વાસ કરવા લાગ્યા હશે, કેમકે નદીઓ પાસેની જમીન ઘણી ફળદ્રુપ અને ખેતીને લાયકની હોય છે. નદીઓની પાસેના પ્રદેશોમાં પાણી જોઈતું મળી રહે છે અને જમીનમાંથી અનાજ

પકવવાનું વધારે સુતરું હોય છે. એટલે આપણે એમ માની શકીએ કે હિન્દમાં સિન્ધુ અને ગંગા જેવી મોટી સરિતાઓને કાંઠે લોકો વસવા લાગ્યા હશે; અને તે જ પ્રમાણે મેસોપોટામિયામાં તિગ્રિસ અને યુફ્રેટિસને કાંઠે લોકો રહેતા થયા હશે; અને મિસરમાં વળી નીલ નદીના કિનારાઓ પર લોકો વસ્યા હશે; ચીનમાં પણ એવું જ બન્યું હોવું જોઈએ.

હિન્દમાં સૌથી પ્રથમ માણુસની જે જાતિ વિષે આપણે આજે કંઈ જાણીએ છીએ તે દ્રાવિડ જાતિ છે. પાછળથી ઉત્તરેથી આર્ય જાતિ અહીં આવી અને પૂર્વમાં મંગોલ જાતિ આવી તે આપણે જોઈશું. આજે પણ દક્ષિણ હિંદમાં વસતા લોકોમાંથી ઘણા દ્રવિડ જાતિમાંથી ઊતરી આવેલા છે. દ્રવિડો હિંદમાં બીજી કોઈ પણ જાતિ કરતાં વધારે સમયથી વસતા આવ્યા છે એટલે દક્ષિણ હિન્દના લોકો ઉત્તર હિન્દના લોકો કરતાં રંગે વધારે શામળા છે. દ્રવિડ જાતિના આ લોકો બહુ આગળ વધેલા હતા. તેમની પોતાની ભાષાઓ હતી અને તેઓ બીજા મુલકોના લોકો સાથે બહોળો વેપાર ખેડતા હતા. પણ આ તો આપણે બહુ આગળની વાતો કરવા માંડી.

તે પ્રાચીન કાળમાં મધ્ય અને પશ્ચિમ એશિયામાં તથા પૂર્વ યુરોપમાં એક બીજી નવી જાતિ વિકાસ પામતી હતી. તે આર્ય જાતિને નામે ઓળખાય છે. સંસ્કૃત ભાષામાં એ જ આર્ય શબ્દનો ગૃહસ્થ અથવા ઉચ્ચ કુળમાં જન્મેલો પુરુષ એવો અર્થ થાય છે. સંસ્કૃત આર્ય જાતિની જ એક ભાષા છે. એટલે આનો અર્થ એવો થાય કે આર્ય લોકો પોતાને બહુ ખાનદાન અને ઉચ્ચ કુળના માનતા. આ ઉપરથી એમ સ્પષ્ટ લાગે છે કે તે બધા પણ આજના લોકો હજી જેવા શેખીખોર હોય છે તેવા જ શેખીખોર હતા. તું જાણે જ છે કે એક અંગ્રેજ પોતાને પૃથ્વી પરનો શ્રેષ્ઠ માણસ ગણે છે. એક ફ્રાન્સવાસીને વળી પૂરેપૂરી ખાતરી હોય છે કે ફ્રાન્સના લોકો સર્વથી શ્રેષ્ઠ

પ્રજા છે. જર્મનો, અમેરિકનો અને બીજાઓ પણ પોતપોતાને વિષે આવું જ માને છે.

આ આર્ય લોકો ઉત્તર એશિયા અને યુરોપનાં ઘાસનાં વિશાળ મેદાનોમાં રખડતા ફરતા. પણ તેમની સંખ્યા વધતી ગઈ, આબોહવા સૂકી થતી ગઈ, અને મેદાનોમાં ઘાસ ઘટતું ગયું તેમતેમ તે બધાને પૂરો પડે એટલો ખોરાક મળતો બંધ થયો. તેથી ખોરાક અને ધાન્યની શોધમાં દુનિયાના બીજા ભાગોમાં નીકળી પડવાની તેમને ફરજ પડી. તે લોકો આખા યુરોપમાં ફેલાઈ ગયા અને આ બાજુ આપણે ત્યાં હિન્દમાં અને ઇરાન તથા મેસોપોટામિયામાં આવી ચઢ્યા. એટલે યુરોપની લગભગ બધી પ્રજાઓ, અને ઉત્તર હિન્દ, ઇરાન તેમજ મેસોપોટામિયાના લોકો એ બધા આજે એકબીજાથી તદ્દન જુદા દેખાય છે તોપણ વસ્તુતઃ એક જ આર્ય જાતિમાંથી ઊતરી આવેલા છે. બેશક આ બધું બન્યું તે પછી જમાનાઓ વહી ગયા છે, ત્યાર પછી ઘણું ઘણું બની ગયું છે અને માણુસની જાતિઓ એકબીજી સાથે ખૂબ ભેળસેળ થઈ ગઈ છે. તેથી એમ કહેવું જોઈએ કે આર્યો આજની દુનિયાની પ્રજાઓની એક મહાન પિતૃ જાતિ છે.

માનવીની બીજી મહાન જાતિ મંગોલ જાતિ છે. તે જાતિ પૂર્વ એશિયામાં ચીન, જાપાન, ટિબેટ, સિયામ અને બ્રહ્મદેશ વગેરે સ્થળોએ ફેલાઈ. એ જાતિને કેટલીક વાર પીળી જાતિને નામે પણ ઓળખવામાં આવે છે. અને તું એ જોઈ શકશે કે એ જાતિના લોકોનાં ગાલનાં હાડકાં કંઈક ઊંચાં અને આંખો કંઈક ત્રાંસી ઝીણી હોય છે.

આફ્રિકા અને બીજા કેટલાક ભાગોના લોકો નિગ્રો અથવા હબસી કહેવાય છે. તે વળી આર્ય અને મંગોલ લોકોથી જુદા જ છે અને તેમનો રંગ બહુ જ કાળો હોય છે.

અરબસ્તાનના અરબો અને પેલેસ્ટાઈનના યહૂદીઓ વળી એક જુદી જ જાતિમાંથી ઊતરી આવેલા છે.

હજારો વરસોના ગાળા દરમિયાન આ બધી મુખ્ય જાતિઓ પેટા જાતિઓમાં વહેંચાઈ જઈને એકબીજી સાથે કંઈક અંશે ભેળસેળ થઈ ગઈ છે. એ પેટાજાતિઓ વિષે કડાકૂટમાં પડવાની આપણે કશી જરૂર નથી. જુદીજુદી જાતિઓને ઓળખવાનો એક ઉપયોગી અને મનોરંજક ઉપાય તેમની ભાષાઓનો અભ્યાસ કરવાનો છે. શરૂઆતમાં દરેક જાતિની પોતાની અલગ ભાષા હતી. વખત જતાં એ એકમાંથી બીજી ઘણી જુદીજુદી ભાષાઓ વિકાસ પામી. પણ આ પાછળથી વિકાસ પામેલી ભાષાઓ એક માતાનાં બાળકો જેવી છે અને એક જ કુટુંબની ગણાય છે. એ બધી ભાષાઓમાંથી એકસરખા શબ્દો વીણી કાઢીને તેમનું પરસ્પર સગપણ આપણે ઓળખી શકીએ છીએ.

આર્ય લોકો જ્યારે એશિયામાં અને યુરોપ પર ફેલાયા તે પછી તેઓ એકબીજા સાથે સંબંધ રાખી શક્યા નહિ. તે જમાનામાં રેલગાડીઓ કે તારટપાલ જેવું કશું નહોતું, અરે, લખેલી ચોપડીઓ પણ નહોતી. એટલે જુદાજુદા સમૂહોમાં વહેંચાઈ ગયેલી આર્ય જાતિના દરેક સમૂહે પોતાની મૂળ બોલી સૌ સૌની રીતે બોલવા માંડી. વખત જતાં દરેક સમૂહની આ ભાષા મૂળ માતૃભાષાથી અને બીજા મુલકોની પોતાના જેવી જ બીજી આર્ય પિતરણોથી જુદી બની ગઈ.

આમ આપણે આજે દુનિયામાં આટલી બધી ભિન્ન-ભિન્ન ભાષાઓ જોઈએ છીએ.

આ ભાષાઓનો અભ્યાસ કરવાથી આપણને માલૂમ પડે છે કે તેમની સંખ્યા મોટી હોવા છતાં મૂળ માતૃભાષાઓ થોડીક જ છે. દાખલા તરીકે આર્યો જ્યાં જ્યાં વસ્યા ત્યાં તેમની બોલી આર્ય કુટુંબની હતી. સંસ્કૃત અને લૅટિન અને ગ્રીક,

તેમજ અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, ઇટાલિયન અને બીજી કેટલીક ભાષાઓ એકએકની પિતરણો થાય છે અને આર્યકુળની છે. આપણી ઘણીખરી પ્રાંતીય ભાષાઓ હિન્દી, ઉર્દૂ, બંગાળી મરાઠી અને ગુજરાતી વગેરે સંસ્કૃતની પુત્રીઓ છે અને તેથી તે બધી પણ આર્ય કુટુંબની ગણાય છે.

ભાષાઓનું બીજું મોટું કુટુંબ ચીની ભાષાઓનું છે. એ કુટુંબમાં જ ચીની, બરમી, ટિબેટી અને સિયામી ભાષાઓનો સમાવેશ થાય છે.

ભાષાઓનો આવો એક ત્રીજો સમૂહ સેમિટિક ભાષાઓનો છે. તેમાં હિબ્રૂ અને અરબીનો સમાવેશ થાય છે.

જાપાની અને તુર્કી જેવી ભાષાઓ વળી આ ત્રણ પૈકી એકે કુટુંબમાં સમાતી નથી. દક્ષિણ હિન્દની તામિલ, તેલુગુ, મલયાલમ અને કન્નડ વગેરે કેટલીક ભાષાઓ પણ આ જૂથોમાં આવતી નથી. એ ચારે દ્રવિડ કુટુંબની છે અને ઘણી પ્રાચીન છે.

## ૧૦

# ભાષાઓનાં સગપણ

આર્યો જુદાજુદા દેશોમાં કેવી રીતે ફેલાયા અને જ્યાં-જ્યાં ગયા ત્યાં પોતાની જે કંઈ મૂળ ભાષા હશે તે લેતા ગયા તે આપણે જોયું. પણ જુદીજુદી આબોહવા અને ભિન્નભિન્ન રહેણીને લીધે તેમના જુદાજુદા વિભાગોમાં અનેક ભેદો ઉત્પન્ન થયા. દરેક સમૂહ પોતપોતાના જુદાજુદા રિવાજો અને ટેવો કેળવતો કેળવતો પોતપોતાની રીતે બદલાતો ગયો. એક દેશમાં વસતો એક સમૂહ તે દિવસોમાં પડતી મુસાફરીની અત્યંત અગવડને કારણે બીજા દેશોમાંના સમૂહોને મળી શકતો નહોતો. દરેક આર્ય સમૂહ બીજા આર્ય સમૂહોથી છેક અલગ પડી ગયો. એક દેશના લોકો કંઈ નવું શીખતા તે બીજા મુલકના લોકોને જણાવી શકતા નહોતા. આમ ફેરફારો થતા ગયા અને પરિણામે મૂળનું એક આર્ય કુટુંબ ઘણા સમૂહોમાં વહેંચાઈ ગયું. પોતે મૂળ એક વિશાળ કુટુંબના વારસો છે તે વાત પણ કદાચ તે બધા વીસરી ગયા હશે. તેમની મૂળની એક ભાષામાંથી અનેક ભાષાઓ નીપજી અને બધી એકબીજીથી તદ્દન ભિન્ન જણાવા લાગી.

એ બધી ભાષાઓ એકબીજીથી આમ ભિન્ન દેખાતી હોવા છતાં તે બધી બોલીઓમાં ઘણા એકસરખા શબ્દો અને પ્રયોગો હતા. હજારો વર્ષો પછી આજેયે જુદીજુદી ભાષાઓ-માંના આવા એકસરખા શબ્દો આપણને મળી આવે છે અને તે ઉપરથી આ બધી બોલીઓ એક વખતે એક જ ભાષા હતી એમ આપણે કહી શકીએ. ફ્રેંચ અને અંગ્રેજીમાં આવા એક-

સરખા શબ્દો ઘણા છે એ તું જાણે છે. મા અને બાપ જેવા બે તદ્દન સાદા ઘરગથ્થુ શબ્દોનું આપણે પરીક્ષણ કરીએ. હિંદી અને સંસ્કૃતમાં એ બે શબ્દો માતા અને પિતા છે; લૅટિનમાં તે મેટર અને પેટર છે; ગ્રિકમાં મેટર અને પેટર અને જર્મનમાં મુત્તર અને ફાતર છે. ફ્રેંચમાં વળી મેરે અને પેરે છે અને બીજી અનેક ભાષાઓમાં એ જ પ્રમાણે જણાય છે. એ બધા શબ્દો તદ્દન એકબીજાના જેવા નથી લાગતા? એક જ કુટુંબમાંથી ઊતરી આવેલા પિતરાઈઓના જેવું તેમનામાં સામ્ય દેખાય છે. અલબત્ત એ વાત ખરી છે કે એક ભાષા બીજી ભાષાના ઘણા શબ્દો એમના એમ લઈ ને પોતાનામાં ભેળવી દે છે. હિંદીમાં આ રીતે ઘણા અંગ્રેજી શબ્દો આવેલા છે. તેવી જ રીતે અંગ્રેજીએ પણ કેટલાક હિંદી શબ્દો લીધા છે. પણ મા અને બાપ એ શબ્દો એકમાંથી બીજી બોલીમાં આમ લઈ લેવામાં આવ્યા હોય એમ લાગતું નથી. વળી એ કંઈ નવા બનાવવા પડે એવા શબ્દો નથી. છેક શરૂઆતમાં જ્યારે લોકો એકબીજા જોડે વાત કરતાં શીખ્યા હશે ત્યારેયે દરેકને મા અને બાપ તો હશે જ અને તેમને માટેના શબ્દો શોધી લેવાયા જ હશે. તેથી આપણે એમ કહેવું પડે છે કે આ શબ્દો એકમાંથી બીજી ભાષામાં લેવામાં આવ્યા નહિ હોય પણ કોઈ એક જ પૂર્વજ શબ્દ અથવા એક જ ભાષા કુટુંબ-માંથી આવ્યા છે. અને આ ઉપરથી આપણને એ વાત જડી આવે છે કે આજે એકબીજાથી દૂર દૂર આવેલા દેશોમાં વસતા અને તદ્દન જુદી જુદી ભાષાઓ બોલતા લોકો એક કાળના એક જ મોટા માનવ કુળમાંથી ઊતરી આવેલા છે.

આ ઉપરથી ભાષાઓનો અભ્યાસ કરવામાંથી કેટલો રસ મળે છે અને તેમાંથી કેટલું બધું શીખવાનું મળે છે એ તું જોઈ શકશે. આપણને ત્રણચાર ભાષાઓ આવડતી હોય તો બીજી વધારે ભાષાઓ શીખી લેવાનું કામ બહુ અઘરું નથી.

તું એ પણ જોશે કે એક એકથી દૂર દૂર આવેલા

દેશોમાં રહેનારાં આપણે ઘણાંખરાં મૂળ એક જ પ્રજા હતાં. તે દિવસ પછી આજ સુધીમાં આપણા બધામાં ઘણો ફેર પડી ગયો છે અને આપણા પૈકી ઘણાં તો આપણું જૂનું સગપણ ભૂલી ગયાં છે. દરેક દેશના લોકો એમ માને છે કે તેઓ પોતે દુનિયામાં સૌથી શ્રેષ્ઠ અને ચતુર છે અને બીજા દેશોના લોકો પોતાના દેશના લોકો જેટલા સારા નથી. અંગ્રેજને લાગે છે કે પોતે અને પોતાનો દેશ સર્વશ્રેષ્ઠ છે. વળી ફ્રાંસ અને ફ્રાંસને લગતું જે કંઈ છે તે બધાંનું ફ્રેંચ લોકોને ભારે અભિમાન હોય છે. જર્મનો અને ઇટાલિયનોના પોતપોતાના દેશ માટેના ગર્વનો કંઈ પાર નથી. અને ઘણા હિંદીઓને એવો ખ્યાલ છે કે હિંદ ઘણી રીતે દુનિયાની સૌથી શ્રેષ્ઠ ભૂમિ છે. પણ આ બધી શેખી અથવા પતરાજી છે. દરેક જણને પોતાની જાતને વિષે અથવા પોતાના દેશને માટે અભિમાન રાખવાની કુદરતી વૃત્તિ હોય છે. પણ સાચું જોવા જઈએ તો દરેક માણસમાં જ કંઈક સારું તો કંઈક નરસું હોય છે. તેવી જ રીતે દરેકેદરેક દેશમાં કંઈ ને કંઈ સારું તો કંઈ ને કંઈ નરસું મળી આવે છે. આપણે તો સારું જ્યાંથી મળે તે ત્યાંથી લેવું અને ભૂંડું જ્યાં જણાય ત્યાંથી તેને દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. બેશક આપણે આપણા પોતાના હિંદને વિષે સૌથી વધારે ફિકર રાખવી રહી. કમભાગ્યે આજે આપણો દેશ બહુ બૂરી દશામાં આવી પડેલો છે. આપણા લોકોનો મોટો ભાગ બહુ ગરીબ અને દુઃખી છે. જીવનમાં તેમને કંઈ રસ કે મજા નથી. આપણા એ દેશબંધુઓને આપણે સુખી કેમ કરી શકીએ તે આપણે શોધી કાઢવું જોઈએ. આપણા રિવાજો અને ટેવોમાં જે કંઈ સારું હોય તે રાખીને જે કંઈ ભૂંડું હોય તે આપણે ફેંકી દેવું જોઈએ. બીજા દેશોમાં કંઈ સારું જોવામાં આવે તો તે આપણે જરૂર લેવું જોઈએ.

આપણે હિંદી છીએ એટલે આપણે હિંદમાં વસવાનું

છે અને તેની સેવા કરવાની છે એ વાત સાચી, છતાં આપણે એ ન ભૂલીએ કે આપણે દુનિયાના મોટા કુટુંબનો એક ભાગ છીએ; અને બીજા દેશોમાં વસતા લોકો આખરે આપણા સંબંધીઓ છે. આખી દુનિયાના લોકો સુખી અને સંતોષી હોય તો કેવું સારું ! તેથી આપણી આ આખી દુનિયા આપણા લોકો સુખ અને સંતોષથી રહી શકે એવી બનાવવાને માટે આપણે મથવું જોઈએ.

# ૧૧

## સંસ્કૃતિ એટલે શું ?

પૃથ્વી પર માણસનો અવતાર થયો તે પછીની પ્રારંભની માનવસંસ્કૃતિઓ વિષે મારે હવે તને વાત કરવી છે. એ વાત કરીએ તે પહેલાં સંસ્કૃતિ એટલે શું એનો કંઈક ચોક્કસ ખ્યાલ આપણે બાંધવો પડશે. શબ્દકોષ જણાવે છે કે સંસ્કાર કરવો એટલે સુધારવું, વધારે સારું કરવું, વિશુદ્ધ કરવું, જંગલી ટેવો અથવા રિવાજોને ઠેકાણે સારી ટેવો અથવા રિવાજો પાડવા. વળી સંસ્કૃતિ શબ્દ સમાજ અથવા માણસોના સમૂહોને વિષે ખાસ કરીને વાપરવામાં આવે છે. માણસો અને પશુઓ વચ્ચે જ્યારે નહિ જેવો જ ફેર હોય છે તે વખતની લોકોની પશુ જેવી સ્થિતિને બર્બર અવસ્થા કહેવામાં આવે છે. સંસ્કૃતિની અવસ્થા એ અવસ્થાથી ઊલટી છે. જંગલી અથવા બર્બર દશામાંથી નીકળીને આપણે જેટલાં આગળ જઈએ તેટલા પ્રમાણમાં આપણે સંસ્કારી ગણાઈએ.

પણ કોઈ એક માણસ અથવા સમાજ જંગલી છે કે સંસ્કૃત છે તે કેવી રીતે પારખી શકાય? યુરોપના ઘણા લોકો પોતાને ખૂબ સંસ્કારી માને છે અને એશિયાના લોકોને છેક જંગલી સમજે છે. પોતે એશિયા અને આફ્રિકામાં વસતા લોકો કરતાં વધારે વસ્ત્રો પહેરે છે તેથી તેઓ આમ માનતા હશે? પણ વધારે કે ઓછાં કપડાં પહેરવાનું તો આબોહવાને કારણે થાય છે. ઉષ્ણ પ્રદેશો કરતાં શીત પ્રદેશોમાં માણસો વધારે કપડાં પહેરે છે. અથવા શું આપણે એમ માનવું કે બંદૂકવાળો માણુસ કોઈ પણ જાતના હથિયાર વગરના માણસ

કરતાં વધારે બળિયો હોય છે તેથી તે તેના કરતાં વધારે સંસ્કારી ગણાવો જોઈએ? બંદૂકધારી માણસ વધારે સંસ્કારી ન હોય તો પણ તેને હથિયાર વગરનો નબળો માણસ તું સંસ્કારી નથી એવું કહી શકતો નથી કેમકે તેમ કહેવા જતાં તેને ગોળી ખાઈને મરવું પડે છે.

તને ખબર છે કે બહુ થોડાં વર્ષો પૂર્વે એક મહાયુદ્ધ થઈ ગયું. દુનિયાના લગભગ બધા જ દેશો તે યુદ્ધમાં એક-બીજાની સાથે લડ્યા હતા અને એક પક્ષના દેશોએ સામા પક્ષના દેશોનાં મારી શકાય તેટલાં બધાં માણસોને મારી નાખવાનો પ્રયાસ કર્યો હતો. અંગ્રેજો જર્મનોને હાર કરવાને થાય તેટલું કરતા હતા અને જર્મનો અંગ્રેજોનો ધાણ કાઢતા હતા. આ યુદ્ધમાં લાખો માણસો માર્યાં ગયાં અને બીજાં હજારો કાયમને માટે અપંગ થઈ ગયાં—ઘણાં આંખો જવાથી આંધળાં થયાં, અને બીજા કેટલાકના હાથ ગયા તો કોઈના પગ ગયા. યુદ્ધમાં ઘવાયેલા આવા અનેક લોકોને તેં ફ્રાન્સમાં તેમ જ બીજા દેશોમાં જોયા છે. પેરીસની મેટ્રો નામની ભોંયરાંઓમાં દોડતી આગગાડીઓમાં આવા લોકોને માટે ખાસ અલગ બેઠકો રાખવામાં આવે છે. આમ એકબીજાની કતલ કરવાનું તે લોકોનું કામ તને વગર સમજનું અથવા અસંસ્કારી નથી લાગતું? બે જણા રસ્તા પર લડી પડે છે ત્યારે પોલીસવાળો તેમને તરત જ છૂટા પાડે છે અને બધા જ કહેવા લાગે છે કે આ કેવા મૂરખાઓ છે? તો પછી મોટા મોટા કહેવાતા દેશો એકબીજા સાથે લડે અને એકબીજાનાં હજારો અને લાખો માણસોની કતલ કરે તે કેટલું બધું સમજ વગરનું અને મૂરખાઈભરેલું કામ કહેવાય? બે જંગલી માણસો પહેલાં જંગલમાં લડતા તેના જેવું જ આને ગણવું જોઈએ. અને આ જંગલી માણસો જો અસંસ્કારી અથવા બર્બર કહેવાય તો તેવી જ રીતે લડતા દેશોને કેટલા અસંસ્કારી અથવા બર્બર કહેવા?

એટલે સંસ્કૃતિના આ સવાલનો જો તું આ રીતે વિચાર કરે તો ઇંગ્લંડ, જર્મની, ફ્રાંસ, ઇટાલી અને જે બીજા દેશો એકબીજા સાથે માણસોનો સંહાર કરીને મહાયુદ્ધમાં લડ્યા તે બધા જરાયે સંસ્કારી અથવા સંસ્કૃતિવાળા નથી એમ જ તું કહેશે. અને છતાં એ બધા જ દેશોમાં કેટલીયે સારી સારી વસ્તુઓ અને કેટલાયે સારા સારા માણસો છે એ આપણે જાણીએ છીએ.

એટલે હવે તું કહેશે કે સંસ્કૃતિ શું છે તે કહેવું સહેલું નથી. અને તારી એ વાત ખોટી નથી. એ સવાલ બહુ અટપટો છે. સુંદર મકાનો, સુંદર ચિત્રો અને સુંદર ગ્રંથો અને જે કંઈ સૌંદર્યવાળી માનવીકૃતિઓ છે તે બધાં સંસ્કૃતિનાં દ્યોતક છે એ વિષે શંકા નથી. પરંતુ જરાયે સ્વાર્થ વિનાનો અને બીજાંઓના ભલા માટે બીજા લોકોની સાથે રહીને કાર્ય કરનારો પરગજુ સજ્જન એ બધાં કરતાંયે સંસ્કૃતિને વધારે શોભાવે છે. એકલા જાતે કાર્ય કરવા કરતાં બીજાઓની સાથે સહકારથી કાર્ય કરવું એ વધારે ચઢિયાતું છે પણ સૌની સાથે મળી સર્વેના હિતને માટે કાર્ય કરવું એ સૌથી શ્રેષ્ઠ છે.

# ૧૨

# જુદાં જુદાં કુળોની રચના

માણસ જ્યારે પૃથ્વી પર પહેલવહેલો આવ્યો ત્યારે તે કેવો લગભગ પશુ જેવો હતો એની વાત મેં મારા પાછલા પત્રોમાં કરેલી છે. હજારો વરસો પછી આસ્તે આસ્તે વિકાસ પામતો પામતો તે કંઈક સુધર્યો. શરૂઆતમાં તો કેટલાંક રાની પશુઓ કરે છે તેમ તે એકલો એકલો જ શિકાર કરતો ફરતો હશે. પછી તેને સૂઝ્યું કે આમ એકલદોકલ ફરવા કરતાં પોતાના જેવા બીજા માણસોની સાથે ટોળામાં ફરવામાં ડહાપણ છે અને સલામતી છે. ઘણા માણસો ભેગા રહીને ફરતા થયા તેથી તેમનું બળ વધી ગયું અને પશુઓના અથવા પોતાના જેવા માણસોના હુમલાની સામે તેઓ વધારે સારો બચાવ કરી શકતા. પ્રાણીઓ પણ પોતાની સલામતીનો ખ્યાલ રાખીને આમ ટોળાંઓમાં જ ફરે છે. ઘેટાં અને બકરાં, હરણાં અને આવો જબરો હાથી પણ પોતપોતાનાં ટોળાં બાંધીને જ ફરે છે. જ્યારે આવું ટોળું ઊંઘી જાય છે ત્યારે તેમાંનાં થોડાં જાગતાં રહીને ટોળાની ચોકી કરે છે. વરુઓનાં ટોળાંઓની વાર્તાઓ તારા વાંચવામાં આવી હશે જ. રશિયામાં આ વરુઓ શિયાળામાં ટોળાબંધ ફરતાં ફરે છે. શિયાળામાં બીજું કંઈ ખાવાનું મળતું ન હોવાથી વરુનાં એ ભૂખ્યાં ટોળાંઓ માણસોની પાછળ પડે છે. એકલદોકલ વરુ માણસ પર હુમલો કરવાની ભાગ્યે જ હિંમત કરે. પણ તેમનું ટોળું તો માણસોના આખા એક સમૂહ પર હુમલો કરવાથીયે ડરતું નથી. આવા હુમલા-ઓમાંથી બચવાને માટે માણસોને જીવ લઈને નાસવું પડે છે

અને ઘણી વખત બરફગાડીમાં બેઠેલાં માણસો અને તેમની પાછળ પડેલાં વરુઓ વચ્ચે બરફ ઉપર જાણે કાઢાકાઢી ચાલે છે.

એ જ પ્રમાણે માણસે સંસ્કૃતિને રસ્તે જે પહેલી મજલ કરી તે ટોળાંમાં ફરવાની અથવા કુલો બાંધીને રહેવાની. પછી માણસોએ પોતાનું કામ પણ સાથે ભેગા મળીને કરવા માંડ્યું. એ રીતે માણસોમાં સહકારની ભાવના ખીલવા લાગી. એ ભાવના ખીલ્યા પછી દરેક માણસ પ્રથમ પોતાના કુલનો અને પછી જ પોતાની જાતનો વિચાર કરતો. કુલને માથે ભય આવી પડે ત્યારે તેમાંનો દરેક જણ આખા કુલના બચાવને માટે લડતો. અને પોતાની ટોળીમાંથી કોઈ જો આખી ટોળીને માટે કામ કરવાની ના પાડતો તો તેને તેમાંથી હાંકી કાઢવામાં આવતો.

હવે તું એ જાણે છે કે લોકોએ સાથે રહીને જો કોઈ એક કામ પાર પાડવું હોય તો તેમણે કંઈક વ્યવસ્થાપૂર્વક કામ કરતાં શીખવું જોઈએ. ટોળીનો અથવા કુલનો દરેક જણ જો પોતાને ફાવે તેમ કર્યા કરે તો આખરે ટોળી તૂટી જ જાય. એટલે કુલમાં કોઈક આગેવાન જોઈએ. પ્રાણીઓનાં ટોળાંઓમાં પણ આવા આગેવાનો હોય છે. માણસોનાં કુલો પણ પોતાના પૈકી સૌથી બળવાન પુરુષને પસંદ કરીને તેને આગેવાન બનાવવા લાગ્યાં. તે જમાનામાં માત્ર જીવવાને ખાતર પણ આ કુલોને બીજાઓની સાથે સારી પેઠે લડવાનું રહેતું; તેથી આગેવાન તરીકે પણ સૌથી બળવાન માણસની પસંદગી થતી.

વળી કુલોના માણસો જો અંદર અંદર લડ્યા કરે તો પણ તે ઝપાટાબંધ તૂટી જાય. એટલે કુલમાં અંદર અંદર કોઈ વઢવાડ ન કરે તે જોવાનું આગેવાનનું પહેલું કામ ગણાતું. બેશક જુદાં જુદાં કુલો તો એકબીજાની સાથે લડી શકતાં અને એવી ઘણી લડાઈઓ થતી. પહેલાં જેમ એક એકલદોકલ

આદમી બીજા એવા જ માણસો સાથે લડી લેતો તેના કરતાં લડાઈની આ રીત વધારે સુધરેલી ગણાય.

શરૂઆતમાં બંધાયેલી માણસોની આવી ટોળીઓ અથવા કુલો મોટાં મોટાં કુટુંબો જ હોય એમ લાગે છે. એક કુલનાં બધાં જ માણસો પરસ્પર સગપણના સંબંધથી બંધાયેલાં હશે. પણ એ કુટુંબો વધતાં વધતાં એટલાં મોટાં થતાં ગયાં કે આખરે કુલો બહુ મોટાં થઈ ગયાં હશે.

માણસને માટે તે દિવસો, ખાસ કરીને તેણે કુલ બાંધીને રહેવા માંડ્યું તે પહેલાંના દિવસો બહુ કપરા હોવા જોઈએ. તે વખતે માણસને રહેવાને ઘર નહિ હોય, કાચાં ચામડાં બાદ કરીએ તો પહેરવા ઓઢવાને બીજું કશું નહિ હોય અને તેનો બધો વખત કોઈ નહિ તો કોઈની સાથે લડવામાં જ જતો હશે. પોતાનું પેટ ભરવાને માટે કાં તો તેને રોજ પ્રાણીઓનો શિકાર કરવો પડતો હશે અથવા રોજેરોજ જંગલમાંથી ફળફળાદિ એકઠાં કરવાં પડતાં હશે. તેને પોતાને ચારે પાસ જ્યાં ને ત્યાં દુશ્મનો જ દેખાતા હશે. બરફનાં કરાં અને હિમ વરસાવતી તેમજ ભયાનક ધરતીકંપો મોકલતી કુદરત પણ તેને એક દુશ્મન જેવી જ લાગતી હશે. કુદરતના આ બનાવોમાં તેને કશી ગમ પડતી નહોતી તેથી તે જમાનાનો માનવી પૃથ્વી પર આમથી તેમ સંતાતો ફરતો, દરેકેદરેક ચીજથી બીતો ફરતો અને એક લાચાર ગુલામની અવદશા ભોગવતો. કરાંનો વરસાદ પડતો ત્યારે ઉપર વાદળમાં રહેલો કોઈ દેવ તેને મારવાને માટે પથ્થર ફેંકે છે એમ તેને લાગતું. આમ બી ગયેલો તે માનવી વાદળમાં રહીને વરસાદ અને કરાં અને હિમ વરસાવનારા આ કોઈકને રાજી કરવાને કંઈક કરી છૂટવાની ઇચ્છા રાખવા લાગ્યો. ભય આપનારા એ કોઈકને કેમ રીઝવી શકાય? માણસને પોતાને તે વખતે ઝાઝી ગમ કે સૂઝ નહોતી. તેથી તેણે એવો ખ્યાલ કર્યો હોવો

જોઈએ કે વાદળમાં રહેતો આ દેવ પોતાના જેવો જ ખાવાનું મળે ત્યારે રાજી થનારો કોઈક હશે. તેથી ક્યાંકથી તે થોડુંક માંસ મેળવતો અને પેલા દેવને ખાવાને મળે એ રીતે ક્યાંક રાખી આવતો. નહિ તો પછી આજે જેમ લોકો કરે છે તેવી જ રીતે કોઈક પ્રાણીને મારીને તેનો ભોગ તે દેવને ધરાવતો. માણસે કંઈક એવું માની લીધું હોવું જોઈએ કે આમ ભોગ ધરાવવાથી તે વરસાદ કે કરાં પડતાં અટકાવી શકશે.

વરસાદ કે કરાં કે બરફ શા કારણે વાદળમાંથી પડે છે તે આપણે જાણીએ છીએ એટલે તે જમાનાના માનવીનું આ કાર્ય આપણને છેક મૂરખાઈભરેલું લાગે છે. વાદળમાંથી એ બધાં વરસે છે તેને અને પ્રાણીના બળિદાનને કોઈ જાતનો સંબંધ નથી. એ વાત આવી મૂરખાઈભરેલી હોવા છતાં પોતાની અણસમજથી દોરવાઈને આ જાતનાં કાર્યો કરનારા માણસો આજે પણ નથી શું?

## ૧૩

# ધર્મભાવનાનો પ્રારંભ અને શ્રમવિભાગ

પ્રારંભના માનવીઓ પોતાની આસપાસની એકેએક વસ્તુથી કેવાં બી બીને ચાલતાં અને પોતાને માથે આવતી દરેક આફત ક્રોધી અને ખારીલા દેવો મોકલે છે એવો ખ્યાલ રાખતાં તે મેં તને મારા ગયા પત્રમાં જણાવ્યું છે. જંગલો-માં, ડુંગરાઓમાં, નદીઓમાં અને વાદળાંઓમાં બધે જ્યાં ને ત્યાં તે લોકોને પોતે જ માની લીધેલા આવા દેવો દેખાયા કરતા. દેવ અથવા ઈશ્વરને વિષેનો તેમનો ખ્યાલ એવો નહોતો કે તે કોઈ દયાળુ અને સારો માણસ છે. તેમનો ખ્યાલ તો એવો હતો કે ઈશ્વર જરાજરામાં છેડાઈ પડે એવો કોઈ ખરાબ મિજાજનો માણસ છે. તેના ક્રોધનો તેમને હમેશ ધાક રહેતો એટલે કંઈક લાંચ આપીને, ખાસ કરીને કંઈક ખાવાનું ધરીને તેને હમેશ રાજી રાખવાને તે લોકો મથતા. કોઈ કોઈ વખત ધરતીકંપ, મોટી રેલ કે કોઈ રોગચાળા જેવી આફતથી ઘણા માણસો માર્યા જતા ત્યારે તે લોકો ભયભીત થઈ જતા અને એમ માની લેતા કે આ વખતે દેવો આપણા પર બહુ ક્રોધે ભરાયા છે. એટલે પછી તે દેવોનો ક્રોધ શાંત પાડવાને અને તેમને રીઝવવાને તેઓ સ્ત્રીઓ અને પુરુષોનો, અરે ખુદ પોતાનાં બાળકોનો પણ ભોગ તેમને ધરાવતા. આ બધું આપણને ભયાનક લાગે છે. પણ બીકથી ત્રાસેલો માણસ શું નથી કરતો?

માનવમાં ધર્મભાવનાનો પ્રારંભ કંઈક આ રીતે થયો હોય એમ લાગે છે. ધર્મનું ભાન માનવીને પ્રથમ ભયમાંથી થયું, અને ભયથી જે કંઈ નીપજે છે તે ભૂંડું હોય છે એ તો

તું જાણે છે. પણ ધર્મ તો આપણને ઘણીઘણી ભવ્ય અને સુંદર વસ્તુઓ શીખવે છે. મોટી થશે ત્યારે તું દુનિયાના જુદા-જુદા ધર્મો વિષે અને ધર્મને નામે કેવીકેવી સારી વાતો કરવામાં આવી છે તથા તેને જ નામે કેટલીયે ભૂંડી વાતો થઈ છે તે બધું વાંચીને જાણી શકશે. પણ ધર્મભાવનાનો પ્રારંભ શી રીતે થયો અથવા ધર્મના ખ્યાલની શરૂઆત માણસના દિલમાં કેવી રીતે થઈ તે સમજી લેવું જરૂરનું છે. પાછળથી એ ભાવના કેમ વિકાસ પામતી ગઈ તે આપણે જોઈશું. એ ભાવનાનો વિકાસ ગમે તેટલો થયો હશે છતાં આજેયે માણસો ધર્મને નામે પરસ્પર લડે છે અને એકબીજાનાં માથાં ફોડે છે તે આપણે જોઈએ છીએ. વળી આજેયે ઘણા લોકો તો ડરના માર્યા જ ધર્મને રસ્તે ચાલે છે. એવા લોકો પોતાનો કેટલોયે વખત પોતે માની લીધેલા કોઈક દેવોને પ્રસન્ન રાખવામાં બગાડે છે! દેવોને તે મંદિરોમાં કેટલીયે ભેટો ધરાવે છે અને કેટલાંયે પશુઓને મારીને તેમને ભોગ ધરાવે છે!

એટલે પ્રારંભના એ માનવીઓનું જીવન ઘણું કષ્ટમય હતું. રોજેરોજ પોતાનો ખોરાક મેળવવાને તેને બહુ મથવું પડતું અને તેવી મહેનત ન કરે તો ભૂખે રહેવું પડતું. તે જમાનામાં બેસી રહેનારો કોઈપણ આળસુ માણસ જીવી શકતો જ નહિ. અરે ખોરાકનો સંઘરો કરીને પછી ઘણા વખત સુધી આળસ-માં દિવસો કાઢવાની જોગવાઈ પણ કોઈને માટે નહોતી.

ત્યાર પછી જ્યારે માણસ કુલ બાંધીને રહેતાં શીખ્યો ત્યારે તેનું જીવન કંઈક સરળ બન્યું. દરેક છૂટો છૂટો માણસ મેળવી શકે તેના કરતાં કેટલોયે વધારે ખોરાક કુલના માણસો સાથે કામ કરીને ભેગો કરી શકતા. તું એ જાણે છે કે સાથે મળીને કામ કરવાથી એટલે કે પરસ્પર સહકારથી આપણે એકલાં ન કરી શકીએ એવાં કેટલાંયે કામો પાર પાડીએ છીએ. એક કે બે માણસ જે ભાર ઉપાડીને દૂર લઈ જઈ શકતા

નથી તે ઘણા માણસો એકબીજાની મદદથી સહેલાઈથી લઈ જઈ શકે છે.

તે જ જમાનામાં બીજી જે એક મોટી મજલ માણસે પોતાની પ્રગતિમાં કરી તેની વાત મેં પહેલાં કરેલી છે. એ હતી ખેતીની શોધ. કોઈ કોઈ જાતની કીડીઓમાં ખેતીની શરૂઆત જોવામાં આવે છે એ વાત જાણીને તું નવાઈ પામશે. કીડીઓ ધાન્ય વાવે છે, પછી જમીન ખેડે છે અને આખરે પાક લણે છે એવું કહેવાનો બેશક મારો આશય નથી. પણ કીડીઓના જે વ્યાપારને હું ખેતી કહું છું તે કંઈક આ જાતનો હોય છે. જે વનસ્પતિનાં બીજ કીડીઓ ખાય છે તેવું એકાદ ઝાડવું તેમને મળી જાય છે ત્યારે તેની આસપાસનું ઘાસ તેઓ બરાબર ઉખેડી કાઢે છે. આથી તે ઝાડવું કે વેલો વધારે જીવી શકે છે.

સંભવ એવો છે કે આ કીડીઓ જેમ કરે છે તેવું જ કંઈક માણસોએ પણ શરૂઆતમાં કર્યું હશે. તે સમયે ખેતી શું તેની ગમ તેમને નહોતી. ખેતીનું રહસ્ય ઓળખતાં અને ધાન્ય વાવીને ઉગાડવાનું શીખતાં તેમને જમાનાઓ થયા હશે એમ લાગે છે.

ખેતીની શોધ થયા પછી માણસને પોતાનો ખોરાક બહુ સરળતાથી મળવા લાગ્યો. ખોરાક મેળવવાને તેને આખો વખત શિકારની શોધમાં રખડવું પડતું તે હવે બંધ થયું તેથી તેની જિંદગી પહેલાંના કરતાં સહેજ આરામવાળી બની. વળી હવે માણસના જીવનમાં એક બીજો મજાનો અને મહત્ત્વનો ફેરફાર થયો. ખેતી શરૂ થઈ તે પહેલાં દરેકેદરેક માણસને શિકારીનો ધંધો કરવો પડતો. પુરુષોને ભાગે એ એક જ કામ આવતું. સ્ત્રીઓ ઘણુંખરું બાળકોની સંભાળ રાખતી અને જંગલોમાંથી ફળો વીણીને ભેગાં કરતી હશે. પણ ખેતી શરૂ થઈ તે પછી જાતજાતનાં કામ કરવાનાં આવ્યાં. કોઈને ખેતર-

માં કામ કરવું પડતું, કોઈને શિકારે જવું પડતું તો કોઈને વળી ઢોર ચારવા જવું પડતું. ઘણુંખરું બૈરાં ઢોર સાચવતાં ને દૂઝાણું કરતાં. માણસોમાંથી કોઈ એક કામ કરતાં તો કોઈ વળી બીજું કરતાં.

આજે આપણે જોઈએ છીએ કે દુનિયામાં દરેક માણસ કોઈ એક ખાસ કામ અથવા ધંધો કરે છે. કોઈ દાક્તર હોય છે, ને કોઈ ઇજનેર હોય છે તે રસ્તાઓ ને પુલો બાંધે છે; કોઈ વળી સુથાર હોય છે તો કોઈ લુહાર હોય છે અને કોઈ કડિયો હોય છે તે ઘરો બાંધે છે; કોઈ વળી દરજી હોય છે તો કોઈ મોચી હોય છે; આમ દરેક માણસ પોતાનો કોઈ ને કોઈ ખાસ વ્યવસાય અથવા ધંધો કરે છે અને બીજા ધંધા વિષે ઝાઝું જાણતો નથી અથવા એમ કહેવું જોઈએ કે કશું જાણતો નથી. આને જ કામની વહેંચણી અથવા શ્રમવિભાગ કહે છે. કોઈ પણ માણસ ઘણા ધંધામાં માથું મારવાને બદલે ફક્ત એક જ કામની પાછળ મંડી રહે તો તે કામ તે વધારે સારી રીતે કરી શકે. આજે દુનિયામાં આવી જાતનો શ્રમવિભાગ બહુ મોટા પાયા પર ચાલતો દેખાય છે.

માણસે ખેતી કરવા માંડી ત્યારથી તેની ટોળીઓ અથવા કુલોમાં આ શ્રમવિભાગની શરૂઆત ક્રમશઃ થતી આપણને દેખાય છે.

## ૧૪

# ખેતીથી થયેલા ફેરફારો

મારા ગયા પત્રમાં મેં તને શ્રમવિભાગ વિષે કંઈક લખ્યું હતું. છેક પ્રારંભમાં માણસો જ્યારે શિકાર કરીને પોતાનું પેટ ભરતાં ત્યારે કામની વહેંચણી જેવું બહુ ઓછું હતું. દરેક માણસને જીવવાને માટે શિકાર કરવો પડતો અને તેમ છતાં તેને પેટપૂરતું ખાવાનું તો મહામુશ્કેલીથી મળતું. કામની અથવા શ્રમની વહેંચણી પ્રથમ સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે થઈ હોય એમ લાગે છે. પુરુષો શિકાર માટે બહાર જતા હશે અને સ્ત્રીઓ ઘર આગળ રહીને બાળકોને અને પાળેલાં જાનવરોને સાચવતી હશે.

લોકોને જ્યારથી ખેતી આવડવા માંડી ત્યારથી આ બાબતમાં અનેક નવાનવા ફેરફારો થવા લાગ્યા. પહેલાં તો મહેનત એટલે કે કામોની વહેંચણી વધી. કેટલાકોએ શિકાર કરવાનું રાખ્યું, બીજા કેટલાકે ખેતરો સાચવવા માંડ્યાં અને જમીન ખેડવાનું રાખ્યું. ત્યાર પછી વખત જતાં લોકો નવાનવા ધંધા શીખ્યા હશે અને દરેક જણ પોતપોતાના ધંધામાં કુશળતા મેળવતો ગયો હશે.

જમીન ખેડીને અનાજ પકવવાની પદ્ધતિને લીધે માનવીની રહેણીમાં બીજો પણ એક મહત્ત્વનો ફરક પડ્યો. લોકો હવેથી ગામ બાંધીને અથવા તેથીયે મોટા કસ્બાઓમાં રહેવા લાગ્યા. ખેતી જ્યારે નહોતી ત્યારે લોકો આમથી તેમ ફરતા રહીને શિકાર ખોળતા. તે વખતે એક ઠેકાણે પગ બાંધીને રહેવાની કોઈનેયે જરૂર નહોતી. જ્યાં જાય ત્યાં તેમને શિકાર

મળી રહેતો. વળી ઘણીવાર તો પોતાનાં ઘેટાં, બકરાં અને ગાયો વગેરે ઢોરને સાથે લઈને તેમને એક સ્થળેથી બીજે સ્થળ ભટકવું પડતું. કેમકે, એ બધાં ઢોરોને ચરવાને માટે ઘાસવાળાં ગૌચરોની જરૂર પડતી. ઢોર એકી વખતે એકાદ એક સ્થળમાં જ ચર્યા કરે તો ત્યાંની જમીનમાંથી તેમને માટે જોઈતો ચારો મળતો નથી અને તેથી આખી ટોળીને જગ્યાફેર કરવો પડતો.

ખેતીની શરૂઆત થઈ એટલે માણસોને પોતાની ખેતીની જમીન પર પગ બાંધીને રહેવું પડ્યું. જમીન ખેડીને તેમાં વાવણી કર્યા પછી તે છોડીને કેમ જવાય? એટલે લણણીની એક મોસમથી બીજી મોસમ સુધી તેમને તે ખેતરો પર કામ કરવું પડતું અને તેમને સાચવવાં પડતાં. પરિણામે ગામો અને કસ્બાઓ વસવા લાગ્યા.

ખેતીથી માણસની રહેણીમાં વળી બીજો એક ભારે ફરક પડ્યો. હવે માણસને પેટ ભરવાનું અને જીવવાનું વધારે સરળ થયું. આખો વખત શિકારને માટે રખડ્યા કરવા કરતાં જમીનમાંથી અનાજ પકવવાનું કામ સહેલું હતું. વળી એકી વખતે પૂરો થઈ જાય તેના કરતાં અનેકગણો વધારે ખોરાક માણસને હવે જમીનમાંથી મળી રહેવા લાગ્યો. વાપરતાં વધેલું બધું અનાજ માણસે સંભાળથી સંઘરવાનું શરૂ કર્યું.

હવે આમાંથી જે એક મજાની નવી વાત નીપજી તે આપણે જોઈએ. માણસ જ્યારે માત્ર શિકારી હતો, અને શિકાર કરીને પેટ ભરતો ત્યારે તે કંઈ જ સંઘરો કરી શકતો નહિ અથવા કહો કે નજીવો જ સંઘરો કરતો. જેટલું તેને મળતું તે બધું તે ખાઈ જતો અને બચાવીને ભવિષ્યને માટે સંઘરવાનું કશું રહેતું નહોતું. પોતાની વધેલી પેદાશ અથવા પૈસો રાખી મૂકવાને તેની પાસે બેંકો નહોતી. રોજનો ખોરાક રોજ કમાવાને તેને કાયમ શિકાર કરતા રહેવું પડતું. ખેતી

આવડ્યા પછી એકી વખતે વાપરી નાખી શકે તેના કરતાં વધારે ખોરાક માણસને જમીનમાંથી મળી રહેવા લાગ્યો. આ વધારાનો ખોરાક અથવા બચત અનાજ તેણે સંઘરવાનું શરૂ કર્યું. માણસે પોતાની બચત ભવિષ્યનો ખ્યાલ રાખીને સંઘરવા માંડી તે વાતની શરૂઆત આપણે અહીં જોઈએ છીએ. આ બચત કેવી રીતે થતી? રોજેરોજ જેટલો ખોરાક જોઈતો હોય તેને માટે જેટલી મહેનત કરવી પડે તેનાથી જરા વધારે મહેનત કરીને માણસે આ બચત મેળવવા માંડી.

હમણાં બેંકોમાં પોતાનાં નાણાં રાખીને જ્યારે જોઈએ ત્યારે ચેક લખીને માણસો તે ઉપાડે છે એ વાતની તને ખબર છે. આ બધું નાણું આવે છે ક્યાંથી? જરાક વિચાર કરશે તો તને સમજાશે કે બેંકોમાંનું એ નાણું અસલમાં પેદાશની બચત છે. લોકોને એકી વખતે પોતાના બધા પૈસાની જરૂર પડતી નથી અથવા એકી વખતે તેઓ પોતાનું બધું નાણું ખરચી શકતાં નથી તેથી પોતાની બચત બેંકોમાં જમા રાખે છે. જેમની પાસે આવી ખૂબ બચત હોય છે તે લોકોને આપણે તવંગર કહીએ છીએ. ગરીબો પાસે આવી જરાયે બચત હોતી નથી. આ વધારો અથવા બચત ક્યાંથી આવે છે તે આગળ જતાં તું સમજશે. અત્યારે તો મારે એટલું જ તારા ધ્યાન પર લાવવું છે કે એક માણસ બીજાના કરતાં કંઈ વધારે મહેનત અથવા શ્રમ કરે છે તેથી ગરીબ તવંગરનો આ ફરક ઊભો થયો નથી. આજે તો સ્થિતિ એવી છે કે જે માણસ જરાયે મહેનત કરતો નથી તેની પાસે બચતનો સંઘરો થયા કરે છે અને ખૂબ મહેનત કરનારને ભાગે બચતનો જરાયે અંશ આવતો નથી. આ વ્યવસ્થા અત્યંત મૂરખાઈભરેલી છે એમ તને નથી લાગતું? આજે ઘણા લોકો એમ માનતા થયા છે કે આવી અક્કલ વગરની વ્યવસ્થાથી જ દુનિયામાં આટલા બધા લોકોને ગરીબાઈમાં રહેવું પડે છે. આ

વાત અત્યારે ને અત્યારે પૂરી સમજવામાં તને મુશ્કેલી પડશે. એટલે હમણાં એની ફિકરમાં તું પડીશ મા. એ બધું સમજી જતાં તને ઝાઝી વાર લાગવાની નથી.

આજે તો એટલી જ વાત મારે તારા મન પર ઠસાવવાની છે કે માણસ તરત ને તરત વાપરી નાખી શકે તેના કરતાં ઘણું વધારે તેને ખેતીથી મળવા લાગ્યું: વાપરતાં જે બચતું તે તેણે ભરી રાખવા માંડ્યું. તે દિવસોમાં માણસોને નાણાંની સમજ નહોતી એટલે તેને રાખી મૂકવા માટેની બેંકો તો ક્યાંથી જ હોય? જેની પાસે ઘણી ગાયો કે ઊંટો કે અનાજનો ખૂબ સંઘરો હોય તે લોકો તે જમાનામાં તવંગર લેખાતા.

# ૧૫

## ટોળીનો વડો અથવા કુલપતિ

મારા કાગળો હવે કંઈક ગૂંચવણભરેલા થતા જાય છે એવું તને લાગતું હશે. પણ આપણી આસપાસ લોકોનું જે જીવન આપણે જોઈએ છીએ તે જ ઘણું ગૂંચવાડાભરેલું અથવા જટિલ નથી? પ્રાચીનકાળમાં લોકોનું જીવન ઘણું સરળ હતું પણ માનવજીવનમાં ગૂંચો શરૂ થવા લાગી તે જમાનામાં હવે આપણે આવી પહોંચ્યા છીએ. પૃથ્વી પર ચેતનના ઘાટ અથવા આકારોનો ક્રમે ક્રમે થતો ગયેલો વિકાસ, અને જીવનમાં તથા સમાજમાં થતા ગયેલા ફેરફારો સમજવાને માટે જે નિરીક્ષણ આપણે શરૂ કર્યું છે તે ધીરજથી ચલાવ્યે રાખીશું તો આજની દુનિયાની કેટલીયે બાબતો સમજવામાં આપણને મદદ થશે. એ પરીક્ષણ જો આપણે નહિ કરીએ તો આપણી આસપાસ આજે જે કંઈ બની રહ્યું છે તે આપણને જરાયે નહિ સમજાય. અંધારા જંગલમાં ભૂલાં પડેલાં બાળકો જેવી આપણી સ્થિતિ થઈ જશે. એટલા જ ખાતર તો હું તને છેક એ જંગલની કોર પર લઈ જવા માગું છું. ત્યાં પહોંચ્યા પછી આપણને તે વટાવીને તેમાંથી પેલી પાર જવાનો રસ્તો જડશે.

રાજાઓ કોણ હોય છે, કેવા હોય છે અને એ બધા રાજા શા માટે બન્યા એવું બધું મસુરીમાં તેં મને પૂછેલું તે તને યાદ હશે. આ રાજાઓ માણસોમાં પહેલવહેલા થયા તે પ્રાચીન દિવસોમાં આપણે જરા ડોકિયું કરી આવીએ. પહેલાં તો એ યાદ રાખજે કે તે દિવસોમાં તેમને કોઈ રાજા કહેતું નહોતું. પણ તેમને વિષે કંઈક શોધી કાઢવાનો પ્રયાસ કરતાં આપણને આ રાજાઓનું મૂળ જડી આવશે.

માણસે પોતપોતાનાં કુલ બાંધીને રહેવા માંડ્યું તેની વાત મેં તને કરેલી છે. જ્યારે ખેતીની શરૂઆત થઈ અને તેને પરિણામે કામની અથવા શ્રમની એક પ્રકારની વહેંચણી થવા લાગી ત્યારે કુલમાંથી કોઈક એકાદ માણસે કામની વ્યવસ્થા કરવી જોઈએ એવી જરૂર જણાઈ. વળી તે પહેલાં પણ એક કુલને બીજા કુલ સાથે લડાઈ કરવી પડતી ત્યારે તેમને દોરવાને તેમાંથી કોઈકને આગેવાન બનાવવો પડતો. કુલમાં જે સૌથી વૃદ્ધ પુરુષ હોય તે સામાન્યપણે તેનો આગેવાન થતો. તેને ટોળીનો વડો અથવા કુલપતિ કહેતા અથવા સાચું જોઈએ તો આપણે તેને એ નામ આપ્યું છે. સૌથી વૃદ્ધ હોવાને કારણે તેને સૌથી વધારે અનુભવ અને સમજ છે એમ મનાતું. આ કુલપતિ ટોળીનાં બીજાં માણસોથી કંઈ ખાસ જુદો તરી આવે એવો નહોતો. બીજાં બધાંની સાથે તે પણ કામ કરતો અને આખા કુલની મહેનતથી જેટલું અનાજ પેદા થતું તે બધા વહેંચી લેતા. જે કંઈ મળે તે બધું આખા કુલની માલકીનું મનાતું. આજે જેમ દરેક માણસનું એક અલગ ઘર અને તેનું પોતાનું જુદું નાણું, તથા બીજી અનેક વસ્તુઓ હોય છે તેવું તે સમયે નહોતું. કુલમાંનો દરેક માણસ જે કંઈ કમાણી કરતો તે બધું આખા કુલની માલકીનું ગણાતું હોવાથી બધા વહેંચી લેતા. આ વહેંચણીનું કામ કુલપતિ અથવા વ્યવસ્થાપક કરતો.

પણ પછીથી આસ્તે આસ્તે નવા નવા ફેરફારો થવા લાગ્યા. નવાં નવાં કામો નીકળવા માંડ્યાં. ખાસ કરીને ખેતીમાં તો એવું બને જ. એટલે કામની વ્યવસ્થા કરી દરેકને સોંપેલું કામ દરેક જણ બરાબર કરે છે કે નહિ અને આખી ટોળીનું કામ બરાબર થાય છે કે નહિ તેની દેખરેખ રાખવાના કામમાં ટોળીના વડાનો ઘણોખરો વખત રોકાવા લાગ્યો. આગળ જતાં કુલપતિએ સામાન્ય લોકોની માફક કામ અથવા મહેનત

કરવાનું છોડી દીધું. હવે બીજા લોકોથી તે તદ્દન જુદો પડી ગયો. અહીંથી આપણે એક નવી જાતનું કામ અથવા નવા પ્રકારની કામની વહેંચણી જોઈ શકીએ છીએ. એક બાજુ ટોળીનો વડો અથવા કુલપતિ કુલના આખા કામની યોજના કરીને જુદા જુદા લોકોને જુદાં જુદાં કામો સોંપીને કરાવતો દેખાય છે; અને બીજી બાજુ ખેતરોમાં મજૂરી કરતા, શિકારે જતા કે લડાઈમાં જતા અને પોતાના કુલપતિના હુકમ પ્રમાણે દરેકને સોંપાયેલું પોતપોતાનું કામ બજાવતા બીજા લોકો દેખાય છે. હવે એવામાં જો કોઈ બે કુલો વચ્ચે લડાઈ કે લાંબું પહોંચે એવું યુદ્ધ થતું તો તો કુલપતિની સત્તા વળી વધી જતી. કેમકે યુદ્ધના વખતમાં આગેવાન વિના રીતસર લડવાનું જ અશક્ય થઈ જાય. એટલે આમ આખરે પેલો ટોળીનો મૂળ વડો અથવા કુલપતિ અથવા વ્યવસ્થાપક ભારે સત્તાધારી બની ગયો.

વ્યવસ્થાનું અને યોજનાનું કામ હવે જેમ જેમ વધવા લાગ્યું તેમ તેમ કુલપતિ એકલો તેને પહોંચી વળી શકતો નહિ એટલે પોતાની મદદમાં તેણે બીજા લોકોને પસંદ કરીને લેવા માંડ્યા. આમ એકના અનેક વ્યવસ્થાપકો બન્યા. પણ તેઓનો મુખી તો કુલપતિ જ રહેતો. એટલે હવેથી માનવકુલોમાં બે વર્ગો થયા. એક વ્યવસ્થાપકોનો અને બીજો સામાન્ય મજૂરી કરનારાઓનો. પહેલાંની જેમ હવે લોકો લગભગ સરખા દરજ્જાના ન રહ્યા. જે વ્યવસ્થાપકો હતા તેવા થોડાક લોકો બાકીના આમ લોકો અથવા કામ કરનારાઓ પર સત્તા ધારણ કરીને અમલ બજાવવા લાગ્યા.

ટોળીનો આ વડો અથવા કુલપતિ પોતાના સત્તાના આ નવા રસ્તા પર આગળ કેમ વધ્યો તે આપણે આવતા પત્રમાં વિચારીશું.

## ૧૬

# કુલપતિ—આગળ કેમ વધ્યો?

જૂના વખતનાં માણુસનાં કુલો અને તેમના વડાઓનું મારું ધ્યાન તને નીરસ લાગવા નહિ માંડ્યું હોય એવો મને ભરોસો છે.

મારા ગયા કાગળમાં મેં તને બતાવ્યું હતું કે જે કંઈ હોય તે બધું શરૂઆતમાં કુલના દરેક માણુસનું અલગ અલગ નહિ પણુ આખી ટોળીની સહિયારી માલકીનું ગણાતું. ખુદ કુલપતિનું પણુ પોતાનું જુદું એવું કશું જ નહોતું. કુલના બીજા માણુસોની માફક તેને પણુ તેનો એક ભાગ મળતો. પણુ વ્યવસ્થાપકનું કામ તે કરતો હોવાથી કુલની બધી માલમિલકતની સાચવણી કરવાની જવાબદારી તેની મનાતી. તેની સત્તા જેમ જેમ વધતી ગઈ તેમ તેમ એ બધી માલ-મિલકત આખા કુલની સહિયારી માલકીની નહિ પણુ પોતાની એકલાની જ છે એવું તે માનવા લાગ્યો. અથવા એમ કહીએ કે પોતે કુલનો વડો હતો તેથી આખું કુલ પોતાનામાં જ સમાઈ જાય છે એવી તેની માન્યતા થવા લાગી. માણુસોમાં સૌ સૌની અલગ અલગ મિલકતનો ખ્યાલ કેવી રીતે શરૂ થયો તે આમ આપણે જોઈએ છીએ. આજે આપણે હમેશ કોઈ પણુ ચીજ મારી છે કે તારી છે એવી ભાષામાં વાતો કરીએ છીએ અને વિચાર કરીએ છીએ. પરંતુ તદ્દન પ્રારંભનાં માનવ–કુલોનાં સ્ત્રીઓ અને પુરુષો આવો ખ્યાલ રાખતાં નહોતાં એ મેં તને જણાવેલું છે. તે સમયે જે કંઈ હોય તે બધું આખા કુલનું એટલે તેનાં બધાં માણુસોનું ગણાતું.

પણ જૂના જમાનાનો કુલપતિ પોતે જ જાણે કે આખું કુલ છે, અને તેથી કુલની માલકીની ઘણીખરી વસ્તુઓ પોતાની એકલાની જ છે એમ માનવા લાગ્યો.

કુલપતિનું મરણ થતું ત્યારે કુલનાં બધાં માણસો ભેગાં થઈને પોતાનો નવો આગેવાન અથવા વડો પસંદ કરી લેતાં. પણ કુલપતિના કુટુંબને વ્યવસ્થા અને યોજનાનું કામ બીજા લોકોના કરતાં સામાન્ય રીતે વધારે આવડતું. કુલપતિનાં કુટુંબનાં માણસો કુદરતી રીતે જ તેની સાથે રહેતાં એટલે તે બધાં તેને તેના કામમાં મદદ કરતાં અને તેથી તેના કામની તેમને સહેજે આવડત આવી જતી. તેથી એવું બનવા લાગ્યું કે ટોળીનો ઘરડો આગેવાન ગુજરી જતો ત્યારે કુલના માણસો તેના જ કુટુંબ-માંથી નવા કુલપતિની પસંદગી કરતા. આમ કુલપતિનું કુટુંબ બીજા લોકોથી જુદું પડવા લાગ્યું, અને કુલો કુલપતિની પસંદગી તેના કુટુંબમાંથી જ કરે એવો રિવાજ પડ્યો. આ વડાની પાસે સત્તા ખૂબ રહેતી એ તો તું જાણે જ છે. પોતાની પાછળ પોતાનો દીકરો કે ભાઈ કુલપતિની ગાદીએ આવે એવી સ્વાભાવિક રીતે જ તેની ઇચ્છા રહેતી. અને તેથી તેમ થાય તે માટે તે પૂરેપૂરી મહેનત કરતો. એટલે પોતાની પાછળ પોતાને સ્થાને આવીને તેનું કામ બરાબર કરી શકે તે માટે પોતાના દીકરાને કે ભાઈને કે બીજા પાસેના કોઈ સગાને તે કેળવીને તૈયાર કરતો. પોતાના કુલને તે લગભગ એવો હુકમ આપી જતો કે મેં જેને પસંદ કરીને કેળવેલો છે તેને જ મારી પાછળ કુલપતિ કરવો. શરૂ શરૂમાં મને લાગે છે કે કુલનાં માણસોને આ હુકમ રુચતો નહિ હોય. પણ પછીથી તેમને કુલપતિનો આ બાબતમાં થયેલો હુકમ માનવાની ટેવ પડી ગઈ હશે. પછી નવા કુલપતિની ચૂંટણી કે પસંદગીની વાત વીસરાવા માંડી. વૃદ્ધ કુલપતિએ પોતાનો વારસ કોણ થશે તેનો નિર્ણય કરી રાખેલો હોવાથી તે જ તેની પાછળ ગાદી પર આવવા લાગ્યો.

આમ આપણને સમજાય છે કે કુલના વડપણનો અધિકાર વંશપરંપરાએ ઊતરવા લાગ્યો એટલે કે તે એકના એક કુટુંબમાં રહેવા લાગ્યો, અને બાપની પછી તેના દીકરાને કે બીજા કોઈ સગાને તે મળતો થયો. આ દરમિયાન કુલના વડાની સમજ એવી દૃઢ બંધાઈ ગઈ કે આખા કુલની જે માલમિલકત છે તે બધી ખરેખર મારી જ છે. એટલે તેના મરણ પછી પણ તે મિલકત તેના કુટુંબને મળવા લાગી. કોઈ પણ વસ્તુ મારી છે કે તારી છે એ ભાવના કેવી રીતે શરૂ થઈ તે આપણે અહીં જોઈ શકીએ છીએ. છેક શરૂ શરૂમાં માણસોમાં એવી મારાતારાની ભાવના હોય એમ લાગતું નથી. લોકો બધા પોતાના આખા કુલના હિતને અર્થે કામ કરતા. પોતાનું જુદું હિત અથવા અલગ સ્વાર્થને ખાતર કોઈ મહેનત કરતું નહિ. તેમની મહેનતથી જે ઢગલાબંધ અનાજ અથવા જે કોઈ બીજી વસ્તુઓ પેદા થતી તેમાંથી કુલના દરેક માણસને પોતપોતાનો ભાગ મળી રહેતો. કુલમાં કોઈ તવંગર નહોતું કે કોઈ ગરીબ નહોતું. કુલની આખી મિલકતના તે બધાયે ભાગીદારો હતા.

પણ જ્યારથી કુલની મિલકત તેનો વડો પચાવી પાડવા લાગ્યો અને તેને પોતાની એકલાની માનતો થયો ત્યારથી માણસોમાં ગરીબ તવંગરના ભેદ ઊભા થયા. આ વિષે હજી મારા હવે પછીના પત્રમાં મારે થોડુંક કહેવાનું રહેશે.

## ૧૭

# કુલપતિ કુલપિતા અથવા રાજા બની જાય છે

આ પ્રાચીન કુલપતિ આપણો ખૂબ વખત ખાઈ ગયો નહિ? હવે આપણે એને ઝટ પતાવી દઈશું. અથવા સાચું જોઈશું તો તે હવે પછી આપણને જુદે નામે મળશે. માણસોમાં રાજાઓ ક્યાંથી આવ્યા અને તે કેવા હોય છે તે સમજાવવાને માટે મેં આ આખી વાતની શરૂઆત કરી હતી. અને રાજાઓની વાતનો પૂરેપૂરો ખ્યાલ કરી લેવાને માટે ઠેઠ તેમના મૂળમાં રહેલા કુલપતિની ઓળખાણ કરવાની જરૂર પડી હતી. આ કુલપતિઓ જ પાછળથી રાજા અને મહારાજા બન્યા એ વાત તું કળી ગઈ હશે. વડીલ અથવા પિતાને માટે અંગ્રેજીમાં 'પેટ્રિઆર્ક' શબ્દ વપરાય છે. તે શબ્દ પિતા માટેના મૂળ-ગ્રિક શબ્દ 'પેટર'માંથી આવેલો છે. તે પોતાના કુલ અથવા પ્રજાનો આગેવાન હતો અને પિતા હતો. પિતૃભૂમિ માટેનો લેટિન ભાષાનો 'પેટ્રિયાં' શબ્દ એ જ મૂળમાંથી આવેલો છે. ફ્રેંચ ભાષામાં એ જ શબ્દ 'પેટ્રિ બનેલો છે તે તું જાણે છે. સંસ્કૃતમાં અને હિંદીમાં આપણા દેશને આપણે માતા ગણીને માતૃભૂમિ કહીએ છીએ. તને કયો ખ્યાલ વધારે રુચે છે, માતૃભૂમિ કે પિતૃભૂમિ?

કુલપતિનો અધિકાર જ્યારે વંશપરંપરાનો થયો એટલે કે બાપની પાછળ તેનો દીકરો કુલપતિ બનવા લાગ્યો ત્યારે કુલના એ વડામાં અને રાજામાં ઝાઝો ફેર ન રહ્યો. ક્રમશઃ વિકાસ પામતો પામતો તે જ ક્રમે ક્રમે કુલપતિ અને રાજા બની ગયો. પછી રાજાના મનમાં કંઈક એવો વિચિત્ર ખ્યાલ ઘૂસી ગયો

કે તેના દેશની બધી વસ્તુઓ તેની અંગત માલિકીની છે. તેને એમ લાગવા માંડયું કે આખો દેશ મારામાં જ સમાઈ જાય છે એટલે કે હું રાજા પોતે જ આખો દેશ છું. ફ્રાંસના એક વિખ્યાત રાજાએ એક વખત કહ્યું હતું કે, રાજ્ય? રાજ્ય શું છે? હું જ રાજ્ય છું. દેશમાં વ્યવસ્થા કરવાને અને અનાજ તેમજ બીજી જે કંઈ વસ્તુઓ પેદા થાય તે દેશના લોકોમાં વાજબી રીતે વહેંચી આપવાને મૂળમાં લોકોએ રાજાઓને પસંદ કર્યા હતા એ વાત એ રાજાઓ ભૂલી ગયા. દેશમાં અને કુલમાં તેમને સૌથી ડાહ્યા અને અનુભવી માનવામાં આવતા તેથી તેમની પસંદગી થતી એ વાત પણ રાજાઓ ભૂલી ગયા છે. તેમને તો એવું ભૂત વળગ્યું છે કે પોતે માલિકો છે અને દેશના બાકીના લોકો તેમના નોકર છે. સાચું જોઈએ તો તે લોકો જ, તે રાજાઓ જ દેશના સેવકો છે. ઇતિહાસ વાંચશે ત્યારે તું જોશે કે પાછળથી તો આ રાજાઓનું ગુમાન બહુ વધી ગયું હતું અને અસલ કુલપતિઓની અથવા રાજાઓની પસંદગી લોકો કરતા એ વાતને જ તેઓ હસી કાઢવા લાગ્યા. તેમણે તો એવું તૂત શરૂ કર્યું કે ખુદ ઇશ્વરે જ અમને રાજા બનાવ્યા છે. આ જ વાતને તેઓ રાજાના દૈવી અધિકાર તરીકે ઓળખાવતા હતા. સૈકાઓ સુધી તેમણે આવું તૂત ચલાવ્યે રાખ્યું અને પ્રજાઓ જ્યારે ભૂખે મરતી હતી ત્યારે પોતે ભારે દમામથી અને મોજમજાથી રહેવા લાગ્યા. પણ આખરે ભૂખે મરતા આમ લોકો આ તૂત સહન કરી શક્યા નહિ અને કેટલાક દેશોમાં તો તેમણે પોતાના રાજાઓને હાંકી કાઢયા. ઇંગ્લંડના લોકોએ પોતાના રાજા ચાર્લ્સ પહેલાની સામે કેવો બળવો ઉઠાવ્યો, તેને હરાવ્યો, એટલું જ નહિ પણ તેને મોતની સજા ફરમાવીને તેને મારી નાખ્યો, તેમજ ફ્રાંસની પ્રજાએ મોટી ક્રાંતિ કરી અને તે પછી રાજા જોઈએ જ નહિ એવો નિર્ણય કર્યો એ બધું તું મોટી થશે ત્યારે તને વાંચવાને મળશે. આપણે પૅરિસમાં-

કૉન્સરજરી નામની જેલ જોવા ગયાં હતાં તે તને યાદ હશે. તું તે વખતે સાથે હતી નહિ? ફ્રાંસની ક્રાંતિ વખતે રાજાને અને તેની રાણી મેરી આંત્વા તથા તેનાં બીજાં સગાંઓને આમ લોકોએ ત્યાં પૂર્યાં હતાં. વળી રશિયાના લોકોએ પોતાના દેશમાં આજથી થોડાંક જ વર્ષો પૂર્વે પોતાના રાજા ઝારને કેવી રીતે હાંકી કાઢ્યો તે રશિયન ક્રાંતિને નામે ઓળખાયલા મોટા બનાવ વિષે પણ તું ઇતિહાસમાં વાંચશે.

એટલે પૃથ્વી પરથી રાજાઓના દિવસો પૂરા થયા છે અને ઘણાખરા દેશોમાં આજે રાજાઓ જણાતા નથી. ફ્રાંસ અને જર્મની, રશિયા અને સ્વીટ્ઝરલૅંડ, અમેરિકાના કેટલાયે દેશો અને ચીન વગેરે દેશોમાં રાજાઓ નથી. તે બધા દેશો પ્રજાસત્તાક રાજ્યો કહેવાય છે એટલે કે તે દેશોમાં આમપ્રજા પોતાના આગેવાનો અને રાજકર્તાઓને વખતોવખત ચૂંટીને પસંદ કરે છે. આ રાજકર્તાઓ અને આગેવાનો વંશપરંપરાએ ઊતરતા નથી.

તું જાણે છે કે ઇંગ્લંડમાં ત્યાંના લોકો હજી રાજાને રાખી રહ્યા છે પણ તેમના રાજાને કોઈ જાતની સત્તા નથી. રાજા પોતે પોતાના અધિકારથી અથવા પોતાની સત્તાથી કશું કરી શકતો નથી. પ્રજાના ચૂંટાયેલા આગેવાનો જે સભામાં બેસીને દેશનો કારભાર કરે છે તે પાર્લામેન્ટ સર્વ સત્તા ધારણ કરે છે. લંડનમાં પાર્લામેંટનાં મકાનો તેં જોયેલાં તે તને યાદ હશે.

આપણે ત્યાં હિંદમાં હજીયે કેટલાયે રાજાઓ, મહારાજાઓ અને નવાબો હસ્તી ધરાવે છે. સારાં સારાં કપડાં અને જરઝવેરાત પહેરીને મોંઘી મોટરગાડીઓમાં અહીં તહીં ફરતા અને પોતાની જાત પર અઢળક પૈસો ખરચી નાંખતા તે બધા પૈકી કોઈ કોઈ તારા જોવામાં આવ્યા હશે. આ બધો પૈસો તે લોકો ક્યાંથી લાવે છે? પોતાની પ્રજા પાસેથી

કર નાખીને તે રજવાડાંઓ એ પૈસો ઉઘરાવે છે. સાચું જોતાં તો નિશાળો કાઢીને, હૉસ્પિટલો બાંધીને, પુસ્તકાલયો કાઢીને, સંગ્રહસ્થાનો રાખીને અને સારા રસ્તાઓ તેમ જ એવી જ બીજી વસ્તુઓથી પોતાની પ્રજાના સર્વ લોકોનું હિત કરવાને આ પૈસો તેમને સોંપવામાં આવે છે. પણ પેલો ફ્રાંસનો રાજા માનતો હતો તેમ આપણા દેશના રાજાઓ અને મહારાજાઓ હજીયે માને છે કે, રાજ્ય? રાજ્ય શું છે? હું જ રાજ્ય છું, અને તેથી પોતાની પ્રજાનો પૈસો તેઓ અંગત મોજમજામાં ખરચી નાખે છે. આમ એક બાજુ એ બધાં રજવાડાંઓ મોજમજા ઉડાવે છે ત્યારે બીજી બાજુ પરસેવો ઉતારીને તેમને પૈસો આપનારી તેમની પ્રજા ભૂખે મરે છે અને પ્રજાનાં બાળકોને ભણવાને માટે નિશાળો પણ હોતી નથી.

## ૧૮

# પ્રાચીન સંસ્કૃતિઓ

કુલપતિઓ અને રાજાઓ વિષે આપણે હમણાં ચાલી રહે એટલી પૂરતી વાતો કરી લીધી છે. હવે આપણે જરાક પાછાં હઠીને પ્રાચીન સંસ્કૃતિઓનો અને તે જમાનામાં કેવાં માણસો પૃથ્વી પર વસતાં હતાં તેનો વિચાર કરીએ.

આ પ્રાચીન લોકોને વિષે આપણને બહુ માહિતી મળતી નથી, પણ પેલા પેલિયોલિથિક અને નિયોલિથિક માનવીઓને વિષે આપણે જેટલી વાતો જાણી શકીએ છીએ તેના કરતાં આ લોકોને વિષે ઘણું વધારે જાણીએ છીએ. આજે પણ હજારો વર્ષો પૂર્વે બંધાયેલાં મકાનોનાં ખંડિયેરો મળી આવે છે. મકાનો, મંદિરો અને મહેલોનાં એ ખંડિયેરો જોવાથી પૂર્વકાળનાં તે માણસો કેવાં હતાં અને શું કરતાં તેનો કંઈક ખ્યાલ આપણને મળે છે. તે જમાના વિષે માહિતી મેળવવામાં એ પ્રાચીન બાંધકામોમાં મળી આવતાં શિલ્પકામો અને કોતરકામો આપણને વિશેષ મદદ કરે છે. પથ્થરોમાં કોતરી કાઢેલા એ નમૂનાઓ પરથી તે વખતના લોકો કેવાં વસ્ત્રો પહેરતા તે તથા બીજી બધી અનેક બાબતો વિષે કેટલીકવાર આપણને માહિતી મળી રહે છે.

પૃથ્વી પર કયા ભાગોમાં માણસો પ્રથમ ઠરીને રહ્યાં અને તેમણે સંસ્કૃતિઓ ખીલવી એ વિષે આપણે ચોક્કસ કશું કહી શકતાં નથી. કેટલાક લોકો કહે છે કે આટ્લાંટિક મહાસાગરની જગ્યાએ એક મોટો મુલક વસેલો હતો. તેનું તે જ લોકોએ એટ્લાંટિસ નામ આપેલું છે. તેઓ એમ પણ કહે

છે કે એ મુલકમાં માણસો વસતાં હતાં અને તેમણે પોતાની સંસ્કૃતિને ખૂબ ખીલવી હતી. પણ કોઈક રીતે આટ્લાંટિક મહાસાગર એ આખાયે મુલકને ગળી ગયો અને આજે તેનો એકે ભાગ હસ્તીમાં નથી. આ આખી વાતનો આપણને કોઈ પુરાવો મળતો નથી. માત્ર વાર્તાઓ જ મળે છે. તેથી એ આખી વાતને આપણી આ વાર્તામાંથી બાદ રાખીને તેનો વિચાર પડતો મૂકીશું.

વળી કેટલાક લોકો એમ પણ કહે છે કે પ્રાચીન કાળમાં અમેરિકામાં પણ મહાન સંસ્કૃતિઓ ખીલી હતી. કોલંબસે અમેરિકા ખંડ ખોળી કાઢ્યો એમ માનવામાં આવે છે તે તું જાણે છે. પણ એ વાતનો અર્થ એવો નથી કે કોલંબસ ત્યાં પહોંચ્યો તે પહેલાં અમેરિકાની હયાતી નહોતી. આનો અર્થ એટલો જ થાય છે કે કોલંબસે અમેરિકા ખંડ શોધી કાઢ્યો તે પહેલાં યુરોપના લોકોને તેની હસ્તીની ખબર નહોતી. કોલંબસ અમેરિકા ખંડની ભૂમિ પર પહોંચ્યો તે પહેલાં ઘણા કાળથી માણસો તેના પર વસતાં હતાં અને તેમણે વિશિષ્ટ પ્રકારની સંસ્કૃતિ ખીલવી હતી. ઉત્તર અમેરિકામાં આવેલા મેક્સિકોના પ્રદેશમાં યુકાતાન નામના શહેરમાં અને દક્ષિણ અમેરિકામાં આવેલા પેરુમાં ઘણા પ્રાચીન મકાનોના અવશેષો મળી આવે છે. એ ઉપરથી આપણે એમ ચોકકસપણે કહી શકીએ કે યુકાતાનમાં અને પેરુમાં ઘણા પ્રાચીન જમાનામાં સંસ્કારી લોકો વસતા હતા. પણ તે લોકોને વિષે આપણે અત્યારે કશું ઝાઝું જાણતાં નથી તેથી તેમને વિષે આથી વધારે કશું હું કહી શકતો નથી. આજ પછી કદાચ એમને વિષે બીજી ઘણી હકીકતો મળી આવે એમ બને.

યુરોપ અને એશિયાના પ્રદેશોને એક નામે ઓળખવાને માટે યુરેશિયા નામ વપરાય છે. અહીં યુરેશિયામાં મેસોપોટામિયા, મિસર, ક્રીટ, હિન્દ અને ચીન એ બધા દેશોમાં સૌથી

પ્રારંભની સંસ્કૃતિઓ ખીલી હોય એમ લાગે છે. મિસરને આજની ભૂગોળમાં આફ્રિકામાં ગણવામાં આવે છે પણ તે યુરેશિયાની બહુ પાસે આવેલો હોવાથી તેની સાથે જ તેનો વિચાર કરી લઈએ.

પેલાં માણુસોનાં પ્રાચીન કુલો જે પૃથ્વી પર રખડતાં ફરતાં હતાં તેમણે ઠરીને વસવાનો વિચાર કર્યો ત્યારે તે માટે તેમણે કેવાં સ્થળો પસંદ કર્યાં હશે એમ તને લાગે છે? પોતાને જોઈતો ખોરાક સહેલાઈથી મેળવી શકાય એવી જગ્યાઓનો તેમણે વિચાર કર્યો હોવો જોઈએ. તેમના ખોરાકનો મોટો ભાગ ખેતીથી પેદા કરવામાં આવતો હતો. ખેતીને માટે પાણીની જરૂર બહુ પડે છે. પાણી વિના ખેતરો સુકાઈ જાય એટલે તેમાં કશું ઊગી શકતું નથી. ચોમાસામાં જ્યારે આપણે ત્યાં હિન્દમાં પૂરતો વરસાદ પડતો નથી ત્યારે અનાજ નહિ જેવું જ પાકે છે અને પરિણામે દુકાળ પડે છે એ વાત તું જાણે છે. દુકાળમાં ગરીબ લોકોને કશું ખાવાનું મળતું નથી તેથી તેઓ ભૂખે મરે છે. આ ઉપરથી માણસને પાણીની કેટલી જરૂર છે તે તને સમજાશે. એટલે શરૂઆતમાં ઠરીને વસવાનો માણસોએ જ્યારે વિચાર કર્યો હશે ત્યારે પોતાના વસવાટને માટે ભરપૂર પાણીવાળાં સ્થળો પસંદ કર્યાં હશે. તેમણે એમ જ કરેલું તે આપણે જોઈ શકીએ છીએ.

મેસોપોટામિયાના મુલકમાં યુફ્રેતિસ અને તિગ્રિસ એ બે મોટી નદીઓની વચ્ચે આવેલા પ્રદેશમાં તેમણે વાસ કર્યો. મિસરમાં તેમને મહાનદી નીલ મળી. હિન્દમાં વસવાટ કરનારાં એ માનવ કુલોનાં ઘણાંખરાં નગરો સિન્ધુ, ગંગા અને જમનાને કિનારે વસ્યાં. પાણી એ લોકોના જીવનવહેવારને માટે એટલું બધું જરૂરનું હતું કે પોતાને પાણી, અનાજ અને બીજી સમૃદ્ધિ આપનારી એ નદીઓને તે લોકો પવિત્ર માનવા લાગ્યા. મિસરમાં તેમણે નીલને પિતા નીલ કહીને તેની પૂજા શરૂ કરી.

તું જાણે છે કે ભારતવર્ષમાં લોકો ગંગાની ભક્તિ કરતા અને આજે પણ તે પવિત્ર મનાય છે. આપણા લોકો તેને આજેયે માતા ગંગા અથવા ગંગા માઈ કહે છે અને યાત્રાળુઓના ‘ગંગામાઈકી જે’ ના પોકારો તો તેં કેટલીયે વાર સાંભળ્યા હશે. લોકો નદીઓની આવી પૂજ્યભાવભરી ભક્તિ કેમ કરતા તે સમજવું મુશ્કેલ નથી. એ નદીઓનો તેમના જીવન સાથે કેટલો બધો સંબંધ હતો! તે નદીઓમાંથી તેમને જોઈએ તેટલું પાણી તો મળતું જ; પણ તે ઉપરાંત એ નદીઓ જે મઝાનો કાંપ ઘસડી લાવતી તે ઠરવાથી તેમનાં ખેતરો સમૃદ્ધ અને ફળદ્રુપ બનતાં. નદીઓના કાંપ અને પાણીથી આબાદ બનીને જમીન ભરપૂર અનાજ આપતી. એટલે તે લોકોએ નદીઓને માતાપિતા માન્યાં હોય તેમાં શી નવાઈ? પણ અમુક કાર્ય અસલમાં શા કારણે થતું તે લોકો ભૂલી જાય છે, અને પછી વગર વિચાર્યે તેઓ એકબીજાનાં કાર્યોની નકલ કરે છે. નીલ અને ગંગા લોકોને પાણી અને અનાજ આપતી તેથી તેમને તેઓ પવિત્ર અને પૂજ્ય માનતા એ આપણે યાદ રાખવું જોઈએ.

## ૧૯

# પ્રાચીન દુનિયાનાં મહાન નગરો

પાણીથી ભરેલા અને ભરપૂર અનાજ આપે એવા મોટી મોટી નદીના ફળદ્રુપ કિનારાઓ પર શરૂઆતમાં લોકોએ વસવા માંડયું તે આપણે જોઈ ગયાં. પોતાનાં મોટાં મોટાં નગરો પણ તેમણે નદીઓને કાંઠે બાંધ્યાં. આ વિખ્યાત પ્રાચીન નગરોનાં નામ તારા સાંભળવામાં આવ્યાં હશે. બૅબિલોન, નિનેવા અને અસ્સુર મેસોપોટામિયામાં હતાં. પણ એ બધાં શહેરો ઘણા વખતથી નાશ પામ્યાં છે અને રેતીમાં અથવા જમીનમાં પૂરતું ઊંડું ખોદાણ કરવાથી આજે પણ કેટલીક વાર તેમના અવશેષો જડી આવે છે. હજારો વર્ષના ગાળા દરમિયાન માટીથી અને રેતીથી તે બધાં ઢંકાઈ ગયાં હતાં અને તેમનું નામનિશાન રહ્યું નહોતું. વળી કેટલીક વાર તો એવું બન્યું છે કે આવી રીતે પુરાઈ ગયેલાં શહેરો પર જ બીજાં નવાં નગરો બંધાયાં હતાં. આવાં શહેરોની શોધખોળ પાછળ મંડેલા લોકોને ખૂબ ઊંડે સુધી ખોદકામ કરવું પડયું છે અને કેટલીક વાર તો ખોદતાં ખોદતાં તેમને એકને માથે બીજું એમ કેટલાંયે શહેરો મળ્યાં છે. તારે એમ માની લેવાનું નથી કે એકને માથે બીજું એવી રીતે આવેલાં શહેરો બધાં એકી વખતે હયાતીમાં હતાં. સંભવ એવો છે કે એકાદ શહેર સેંકડો વર્ષ સુધી હસ્તીમાં રહ્યું હશે અને ત્યાં લોકો વસ્યા હશે ને ત્યાં જ મરણ પામ્યા હશે; અને તેમની પાછળ તેમનાં સંતાનો ને વળી તેમનાં સંતાનો પણ ત્યાં જ વસ્યાં હશે ને મરણ પામ્યાં હશે. પછીથી ધીમે ધીમે શહેરની વસ્તી ઘટતી

ગઈ હશે ને આખરે તેમાં બહુ થોડા લોકો રહ્યા હશે. અને છેવટે કોઈ રહ્યું નહિ હોય એટલે શહેર આખું એક ખંડિયેરોના ઢગ જેવું બની ગયું હશે. રેતી અને ધૂળ ઊડીને આવવાથી તે ખંડિયેરો પુરાતાં ગયાં હશે પણ ત્યાં એ રેતી કે ધૂળ વાળવાને કોણ હોય? વરસો જતાં રેતી અને ધૂળથી આખુંયે શહેર ઢંકાઈ ગયું હશે અને પછી ત્યાં એવું શહેર હતું એ વાત પણ લોકો ભૂલી ગયા હશે. વળી પાછાં સેંકડો વર્ષ વહી ગયાં હશે અને ત્યારપછી ત્યાં જ બીજા નવા લોકોએ આવીને નવું શહેર બાંધ્યું હશે. એ નવું શહેર પણ તેનો વારો આવતાં જૂનું થતાં થતાં ઉજ્જડ થઈ ગયું હશે અને તેનાં પણ ખંડિયેરો જ રહી ગયાં હશે. કાળના વહેવા સાથે તેને પણ પાછાં રેતીએ અને માટીએ ઢાંકી દીધાં હશે. આમ થવાથી આજે આપણને એકના પર બીજું એમ કેટલાંક શહેરોના અવશેષો કોઈ કોઈ સ્થળે મળી આવે છે. રેતાળ મુલકમાં આવું વધારે બન્યું છે કેમકે રેતીથી બધી વસ્તુઓ બહુ ઝપાટાબંધ પુરાઈ જાય છે.

શહેરોનાં શહેરો વસે, તેમને આશ્રયે અનેક સ્ત્રીઓ, પુરુષો અને બાળકો જીવે, અને એ બધું આખરે ધીમે ધીમે ભૂંસાઈ જાય એ કેટલું બધું વિચિત્ર લાગે છે! ને વળી તે જૂનાં શહેરોનાં સ્થળો પર જ નવાં શહેરો બંધાય છે અને તેમાં નવા લોકોના સમૂહો વસતા થાય છે. અને વળી તે બધાં પણ કાળગ્રસ્ત થવાથી તેમની કશી નિશાની રહેતી નથી. મેં આ બધાં શહેરોની વાત તને થોડાક શબ્દોમાં લખી નાખી પણ એ શહેરોને વસવાને અને પછી ભૂંસાઈ જવાને ને તેમને સ્થળે બીજાંને વસવાને કેટલાંયે હજારો વર્ષો થયાં હશે તેનો ખ્યાલ કરી જો. માણસને સિત્તેર કે એંશી વર્ષ થાય છે એટલે આપણે તેને વૃદ્ધ ગણીએ છીએ. પણ પેલા સેંકડો અને હજારોની સરખામણીમાં એ સિત્તેર કે એંશીનો કંઈ

હિસાબ છે ખરો ? એ શહેરોમાં કેટલાંયે નાનાં નાનાં બાળકો વારાફરતી મોટાં થઈને વૃદ્ધ થયાં હશે ને આખરે મરણને પામ્યાં હશે! અને છતાં બૅબિલોન અને નિનેવા એ આપણે માટે માત્ર આજે બે ખાલી નામો જ રહ્યાં છે.

સિરિયામાં આવેલું દમાસ્કસ એ એક બીજું પ્રાચીન નગર છે. પણ દમાસ્કસે કાળને ટક્કર આપી છે. આજે પણ તે જેવું ને તેવું ઊભું છે અને મોટું શહેર ગણાય છે. કેટલાક લોકોનું માનવું છે કે દુનિયાનાં આજનાં નગરો પૈકી દમાસ્કસ સૌથી પુરાતન છે.

હિંદમાં આપણાં મોટાં નગરો પણ નદીઓને કાંઠે આવેલાં છે. એ પૈકી ઇંદ્રપ્રસ્થ બહુ પ્રાચીન હતું અને દિલ્હીની આજુબાજુમાં યમુનાને કાંઠે ક્યાંક વસ્યું હતું. પણ તેનું આજે નામનિશાન નથી. વારાણસી અથવા કાશી પણ અતિ પ્રાચીન શહેર છે અને આજે દુનિયામાં હસ્તી ધરાવતાં સૌથી પુરાતન નગરો પૈકીનું એક નગર છે. અલ્લાહાબાદ, કાનપુર, પટના, ભરૂચ અને એવાં બીજાં કેટલાંયે શહેરોનો તું જાતે ખ્યાલ કરી શકશે. એ બધાં નદીઓને કાંઠે જ આવેલાં છે. એ બધાં બહુ પ્રાચીન નથી. પ્રયાગ અથવા અલ્લાહાબાદ અને પટના અથવા પાટલીપુત્ર અને ભરૂચ અથવા ભૃગુકચ્છ જોકે ઘણાં પ્રાચીન છે.

આવાં જ પ્રાચીન નગરો ચીનમાં પણ આવેલાં છે.

## ૨૦

# મિસર અને ક્રીટ

પ્રાચીન કાળનાં આ શહેરોમાં અને ગામોમાં કેવી જાતના લોકો રહેતા હશે? તેમણે બાંધેલાં મોટાં મોટાં મકાનો અને ઇમારતો પરથી આપણને તેમને વિષે કંઈક જાણવાનું મળી રહે છે. વળી પથ્થરની તકતીઓ પર જે શિલાલેખો તેઓ મૂકી ગયા છે તે પરથી પણ તેમને વિષે આપણને કંઈક માહિતી મળી રહે છે. ઉપરાંત જે થોડાક પ્રાચીન ગ્રંથો તેમના તરફથી મળેલા છે તે તે જમાનાઓને વિષે ઘણી બાબતો આપણને કહે છે.

મિસરમાં હજીયે મહાન પિરામીડોનાં મોટાં બાંધકામ, સ્ફીંક્સની મોટી મૂર્તિ અને લક્સરમાં તેમ જ બીજાં સ્થળોએ આવેલાં મોટાં મોટાં મંદિરોનાં ખંડિયેરો હજી હયાતીમાં છે. સુએઝની નહેરમાંથી આપણી આગબોટ પસાર થયેલી ત્યારે તે બધાં સ્થળો આપણી નજીક જ હતાં. પણ આપણે તે જોવા ગયાં નહોતાં. તે બધાંના ચિત્રો જોકે તારા જોવામાં આવ્યાં જ હશે અને મને યાદ છે કે તારી પાસે તે બધાંનાં ચિત્રોના કાર્ડો હોવા જોઈએ. પેલું સ્ફીંક્સ સ્ત્રીના મોઢાવાળા સિંહનું પૂતળું છે. તે આખા પૂતળાનું કદ બહુ મોટું છે. આવી મૂર્તિ શા માટે ઘડવામાં આવી હશે અને તેનો અર્થ શો છે તે કોઈ જાણતું નથી. એ સ્ત્રીના મોઢા પર વળી કાંઈક આછું ગૂઢ સ્મિત ફરકે છે અને આજે પણ લોકો એ સ્ત્રી શા માટે આવું સ્મિત કરે છે તેનો પાર પામી શક્યાં નથી. અંગ્રેજીમાં જ્યારે કોઈ માણસને સ્ફીંક્સની ઉપમા આપવામાં આવે છે ત્યારે તેનો અર્થ એવો થાય છે કે તે માણસનો પાર કોઈ પામી શકતું નથી.

પિરામીડો પણ બહુ જ ગંજાવર કદનાં બાંધકામો છે. હકીકતમાં ફેરો નામે ઓળખાતા મિસરના પ્રાચીન રાજાઓની એ કબરો છે. લંડનના બ્રિટિશ મ્યૂઝિયમમાં મિસરથી આણીને રાખવામાં આવેલાં મમી આપણે જોયેલાં તે તને યાદ છે? કોઈ પ્રાણી અથવા માણસના શબને તે કોહી ન જાય તે માટે તેલો અને તેજાનાઓ ચોપડી રાખવામાં આવે છે તેને મમી કહે છે. કેટલાક ફેરો મરી ગયા પછી તેમના શબનાં આમ મમી બનાવીને તેમને આ મહાન પિરામીડોમાં રાખવામાં આવ્યાં હતાં. તે મમીઓની પાસે સોનારૂપાનાં ઘરેણાં, બેસવાઊઠવાનું રાચરચીલું અને ખાવાની સામગ્રી રાખવામાં આવતી, કેમકે મરણ પછી એ બધાંની જરૂર મરી ગયેલાઓને પડશે એવો તેમને દાટનારાઓનો ખ્યાલ હતો. બે કે ત્રણ વર્ષ પર એ પિરામીડોમાંના એકમાંથી કેટલાક લોકોને તુતાનખામેન નામના એક ફેરોનું શરીર મળી આવ્યું હતું. તેની પાસેથી ઘણી કીમતી અને રૂપાળી વસ્તુઓ પણ મળી હતી.

વાવેલાં અનાજને પાણી પહોંચાડવાને તેમ જ ખેતીના બીજા ઉપયોગને સારુ મજાની નહેરો અને સરોવરો પણ તે જમાનામાં મિસરના લોકોએ બાંધેલાં મળી આવે છે. એ સરોવરોમાંનું મેરીડુ નામનું સરોવર બહુ વિખ્યાત છે. આ બધા ઉપરથી પ્રાચીન મિસરીઓ કેટલા ડાહ્યા, ચતુર અને આગળ વધેલા હતા તે બધું આપણે જાણી શકીએ છીએ. આ બધી નહેરો અને સરોવરો તેમ જ પેલા મહાન પિરામીડોને બાંધનારા ઘણા પ્રવીણ ઇજનેરો મિસરમાં થયા હોવા જોઈએ.

કેંડિયા અથવા ક્રીટ નામનો નાનકડો ટાપુ ભૂમધ્ય સમુદ્રમાં આવેલો છે. પોર્ટ સૈયદથી વેનિસ જતાં આપણી આગબોટ તેની પાસે થઈને નીકળી હતી. પ્રાચીન કાળમાં એ બેટ પર એક સુંદર સંસ્કૃતિ ખીલી હતી. ક્રીટમાં આવેલા નોસોસ નામના શહેરમાં એક વિશાળ મહાલય આવેલું હતું

અને તેનાં ખંડિયેરો આજે પણ હયાતીમાં છે. કેટલાક અણ-સમજુ લોકો એમ માને છે કે પાણીના નળ અને બાથરૂમોની શોધ આજકાલની છે. પણ પેલા મહેલમાંયે એવા નળો અને નાહવાની ઓરડીઓ હતી. ઉપરાંત સુંદર માટીનાં વાસણો અને પથ્થરની મૂર્તિઓ, તેમ જ કોતરકામના નમૂનાઓ તથા મજાનાં ચિત્રકામ, અને સરસ કારીગરીવાળા ધાતુના અને હાથીદાંતના નમૂનાઓ પણ તે સ્થળેથી મળી આવ્યા છે. ક્રીટના આ નાનકડા બેટ પર લોકોએ બહુ શાંતિથી વસીને ઘણી પ્રગતિ સાધી હતી.

પોતે જેને અડે તે બધું સોનાનું બની જાય એવા વરદાનવાળા રાજા મિડાસની વાર્તા તેં વાંચી હશે. આ વરદાન મેળવીને તે મોટી આફતમાં આવી પડ્યો હતો. તે બીચારાને ખાવાના પણ સાંસા પડયા હતા. કેમકે જે પદાર્થને તે સ્પર્શ કરતો તે સોનાનો બની જતો અને સોનું કંઈ ખાવાના કામમાં થોડું જ આવે છે? તેના લોભને માટે તેને આ રીતે સજા કરવામાં આવી હતી. બેશક આ એક કલ્પનાની વાર્તા છે. એ આપણને એમ શીખવે છે કે સુવર્ણને આપણે માનીએ છીએ તેટલી તે સુંદર અથવા ઉપયોગી વસ્તુ નથી.

ક્રીટની એવી જ એક બીજી વાર્તા કદાચ તેં સાંભળી હશે. અર્ધો માનવી અને અર્ધો વૃષભ એવા મિનોટોર નામના રાક્ષસની એ કથા છે. એમ કહેવાય છે કે જુવાન પુરુષો અને જુવાન છોકરીઓ એ રાક્ષસને ખાવાને માટે ચઢાવવામાં આવતાં હતાં. આ પહેલાં મેં તને જણાવેલું છે કે અજ્ઞાતના ભયમાંથી ધર્મનો ખ્યાલ માણસને પ્રથમ ઉત્પન્ન થયો છે. પોતાની આસપાસની કુદરત અને તેમાં જે કંઈ બનતું તે સમજાતું નહિ એટલે તેના ભયથી માણસે અનેક મૂર્ખાઈ-ભરેલાં કૃત્યો કર્યાં છે. સાચી વાત મને એમ લાગે છે કે આવો વિચિત્ર રાક્ષસ તો નહિ હોય પણ કોઈક કલ્પી લીધેલા રાક્ષસને

છોકરાઓ અને છોકરીઓનો ભોગ ધરાવવામાં આવતો હશે.

તે પ્રાચીન કાળમાં માનવબલિનો એટલે કે પોતે કલ્પેલાં જે ભૂતોને માણસો પૂજતાં તેમને જીવતાં સ્ત્રીઓ અને પુરુષો મારીને ચઢાવવાનો રિવાજ આખી દુનિયામાં બધે જ દેખાય છે. પિતા નીલ રાજી થશે એમ માનીલઈને મિસરમાં છોકરીઓને નીલ નદીમાં પધરાવી દેવામાં આવતી.

દુનિયાના કોઈ કોઈ દૂરના ખૂણામાં કોઈ કોઈ વખત બની જતા બનાવોને બાદ કરીએ તો સદ્દભાગ્યે આજે માનવબલિનો રિવાજ પૃથ્વી પરથી નાબૂદ થયો છે. જોકે આજે પણ કેટલાક લોકો પ્રાણીઓને મારીને દેવોને ભોગ ધરાવે છે. કોઈની પણ પૂજા કરવાની આ રીત તને બહુ વિચિત્ર નથી લાગતી ?

## ૨૧

# ચીન અને હિંદ

પ્રાચીન સંસ્કૃતિઓ પૈકીની જે મેસોપોટામિયા, મિસર અને ભૂમધ્ય સમુદ્રમાં આવેલા ક્રીટના ટાપુ પર શરૂ થઈને ખીલી હતી તેમની વાતો આપણે કરી ગયા. પરંતુ તે જ કાળમાં ચીન અને હિન્દમાં પણ મહાન સંસ્કૃતિઓનાં મૂળ નંખાયાં હતાં અને તે પોતપોતાને માર્ગે વિકસી હતી.

બીજા પ્રદેશોની માફક ચીનમાં પણ લોકોએ મોટીમોટી નદીઓના પ્રદેશોમાં વસવાટ શરૂ કર્યો હતો. આ લોકોને મંગોલ નામે ઓળખવામાં આવે છે. તે લોકો પહેલાં કાંસાનાં અને પાછળથી લોઢાનાં સુંદર વાસણો બનાવતા. તેમણે પાણીની નહેરો અને મજાનાં મકાનો પણ બાંધ્યાં અને તે ઉપરાંત લખવાની એક નવી જ પદ્ધતિ ખીલવી. હિન્દી અથવા અંગ્રેજી અથવા ઉર્દૂ લખવાની આપણી પદ્ધતિ કરતાં તેમની રીત તદ્દન જુદી જ છે. તેમની લખવાની પદ્ધતિને એક જાતની ચિત્રલિપિ કહી શકાય. ભાષાનો એકએક શબ્દ અને કેટલીક-વાર તો એક આખું નાનું વાકય એક ચિત્રાકૃતિમાં જ સમાઈ જતું. પ્રાચીન મિસરમાં, ક્રીટમાં અને બૅબિલોનમાં પણ આવી જ જાતની ચિત્રલિપિ હસ્તીમાં હતી. આવી જાતનાં લખાણોને આજે ચિત્રલિપિનાં લખાણો કહેવામાં આવે છે. મ્યૂઝિયમોમાં અને કેટલાંક પુસ્તકોમાં આવાં લખાણો તારા જોવામાં આવ્યાં હશે. મિસરમાં અને પશ્ચિમના દેશોમાં આવાં લખાણો માત્ર ઘણી પ્રાચીન ઇમારતોમાં જ જોવાનાં મળે છે. તે જમાના પછી ઘણા વખત સુધી તે દેશોમાં કોઈ લોકોએ એવું લખાણ

ફરીથી કર્યું નહીં. પણ ચીનમાં તો આજેયે લખાણને માટે આવી ચિત્રલિપિ જ વપરાય છે. વળી નવાઈની એક વાત એ છે કે હિન્દી અથવા અંગ્રેજીની માફક ડાબી બાજુથી જમણી તરફ અથવા ઉર્દૂની માફક જમણીથી ડાબી બાજુ તરફ એ લિપિ લખાતી નથી પણ મથાળેથી નીચેની બાજુ તરફ લખાય છે.

હિન્દમાં મકાનોના સૌથી પ્રાચીન અવશેષો હજીયે મોટેભાગે માટીથી અને રેતીથી ઢંકાયેલા પડયા હશે એમ લાગે છે. કોઈ એ અવશેષોને ખોદીને કાઢે ત્યાં સુધી માણસને તે જોવાના નહિ મળે. પરંતુ કેટલાંક ઘણાં પ્રાચીન ખંડિયેરો ઉત્તર હિન્દમાં મળી આવ્યાં છે. વળી આપણે જાણીએ છીએ કે આર્યો હિન્દમાં આવ્યા તે પૂર્વેના ઘણા દૂરના ભૂતકાળમાં અહીં જે દ્રવિડ લોકો વસતા હતા તેમની સંસ્કૃતિ સુંદર હતી. તેઓ બીજા દેશોના લોકો જોડે વેપાર પણ ખેડતા હતા. તેમનો ઘણો માલ તેમણે ઠેઠ મેસોપોટામિયા અને મિસર સુધી મોકલ્યો હતો એમ જણાય છે. વળી તેઓ ખાસ કરીને ચોખા અને મરી જેવા તેજાનાના પદાર્થો તેમ જ મકાનો બાંધવાનું સાગનું ઇમારતી લાકડું દરિયા પાર મોકલતા. એમ કહેવાય છે કે મેસોપોટામિયામાં આવેલા ઉર નામના નગરના કેટલાક મહાલયોમાં દક્ષિણ હિંદથી મોકલવામાં આવેલું સાગ વપરાયેલું છે. વળી એમ પણ કહેવાય છે કે હિંદથી સોનું, મોતી, હાથીદાંત, અને મોર તેમ જ ભોજલાં પણ પશ્ચિમના પ્રદેશોમાં મોકલવામાં આવતાં. આ હકીકત પરથી આપણે એમ જરૂર માની શકીએ કે તે દિવસોમાં હિન્દ અને બીજા મુલકો વચ્ચે બહોળો વેપાર ચાલતો હતો. લોકો સંસ્કારી થાય પછી જ વેપાર હયાતીમાં આવે છે.

હિન્દ અને ચીન એ બન્ને દેશોમાં તે વખતે નાનાં નાનાં ઘણાં રાજ્યો અસ્તિત્વમાં હતાં. આ બન્ને દેશો પર પોતપોતાની એક સરકારનું એકચક્રી રાજ્ય નહોતું. એક એક

નાનકડું શહેર અને તેની આસપાસનાં થોડાં ગામો અને ખેતરોના પ્રદેશને પોતપોતાની અલગ અલગ સરકારો હતી. આવી રાજ્યવ્યવસ્થાને નગરરાજ્ય કહેવામાં આવે છે. તે પ્રાચીનકાળમાં પણ આવાં ઘણાંખરાં નગરરાજ્યો પ્રજાસત્તાક રાજ્યો હતાં. રાજની કુલ સત્તા ધારણ કરનારો કોઈ એક રાજા નહોતો. પણ રાજનું તંત્ર ચલાવવાને એકાદ પંચાયત ચૂંટણીથી રચવામાં આવતી. પણ તે બધાં પૈકી કેટલાંક રાજાઓની સત્તા નીચેનાં નાનકડાં રાજ્યો પણ હતાં. દરેક નગરરાજ્યનો વહીવટ કરનારી જુદીજુદી સરકાર હોવા છતાં તે બધાં કેટલીકવાર એકબીજા સાથે સહકાર કરતાં એટલે કે એકબીજાને સહાય કરતાં. કેટલીકવાર તો એકાદ મોટું રાજ્ય પોતાની આજુબાજુનાં ઘણાં નાનાં નાનાં રાજ્યોનું આગેવાન બનતું.

ચીનમાં એવું બન્યું કે આવાં નાનાં નાનાં અલગ અલગ રાજ્યોને બદલે એકચક્રી મોટાં સામ્રાજ્યની વ્યવસ્થા શરૂ થઈ. આ સામ્રાજ્યના દિવસોમાં જ ચીનનો ભવ્ય કોટ બંધાયો હતો. તેં એ કોટની ભવ્ય દીવાલનું વર્ણન વાંચેલું છે. તે કેવડું મોટું મહાન કાર્ય હતું તેનો વિચાર કરી જો. સમુદ્રને કિનારેથી દૂર ઉત્તરમાં આવેલા પર્વતો સુધી પેલી પારની બીજી મંગોલ જાતિઓ ચીન પર ચઢી આવે તેમને થંભાવવાને આ દીવાલ બાંધવામાં આવેલી છે. એ કોટ ચૌદસો માઈલ લાંબો, વીસથી ત્રીસ ફૂટ ઊંચો અને પચ્ચીસ ફૂટ પહોળો છે. વચ્ચે વચ્ચે તેમાં કિલ્લાઓ અને બુરજો બાંધેલા છે. હિંદમાં જો આવી દીવાલ બંધાય તો તે ઉત્તરમાં લાહોરથી દક્ષિણમાં મદ્રાસ સુધી પહોંચે. એ ભવ્ય કોટ આજે પણ ઊભો છે અને તારું જો ચીન જવાનું થાય તો તને જોવાનોયે મળે.

## ૨૨

# દરિયાઈ સફરો અને વેપાર

પ્રાચીન જમાનાના મહત્ત્વના અને જાણવા જેવા બીજા લોકો ફિનિશિયનો હતા. યહૂદીઓ અને અરબોની જે જાતિ છે તે જ તેમની જાતિ છે. તેઓ ખાસ કરીને એશિયા માઈનોરના પશ્ચિમ ભાગમાં અથવા આજના તૂર્કીના પ્રદેશમાં વસ્યા હતા. એકર, ટાયર અને સીડન એ બધાં તેમનાં ભૂમધ્ય સમુદ્રને કિનારે આવેલાં મુખ્ય શહેરો હતાં. વેપારને અર્થે લાંબી દરિયાની સફરો કરવાને માટે તે લોકો વિખ્યાત હતા. ભૂમધ્ય સમુદ્ર આખો તેમણે ખેડ્યો હતો અને ઠેઠ ઇંગ્લંડના બેટ સુધી તેઓ સફરો કરતા. આપણે ત્યાં હિંદમાં પણ તેઓ આવ્યા હોય તો નવાઈ નથી.

માનવસમાજના વહેવારના વિકાસમાં આપણે હવે દરિયાઈ સફર અને વેપારના મહાન વહેવારોની શરૂઆત જોઈ શકીએ છીએ. એ બંને એકબીજાની મદદથી વધ્યાં. અલબત આપણે આજે જોઈએ છીએ તેવાં સરસ વહાણો અને આગબોટો તો તે સમયે ક્યાંથી હોય? માણસે જે પહેલવહેલી હોડીઓ બનાવી હશે તે ઝાડનાં થડોને કોતરી કાઢીને બનાવેલી છેક સાદી હોડીઓ હશે. તેમને પાણીમાં હાંકવાને હલેસાં વપરાતાં હશે અને પછીથી વળી પવનને પકડીને તેનો ઉપયોગ કરવાને માટે સઢ પણ બન્યા હશે. એવી હોડીઓમાં તે દિવસોમાં દરિયાની સફરો ઘણી ગમ્મતભરેલી અને દિલને ઉત્તેજીત કરનારી થતી હોવી જોઈએ. એવી જ એકાદ નાનકડી હોડીમાં બેસીને માત્ર હલેસાં અને સઢની મદદથી અરબી

સમુદ્રની પેલી પાર જવાનો ખ્યાલ કરી જો! એક તો તે હોડીમાં આમતેમ ફરવાની તો શું પણ હાલવાનીયે જરા જગ્યા નહિ હોય. જરા જેટલો પવનનો ઝપાટો આવે એટલે હોડી ડોલી ઊઠતી હશે અને ઘણીવાર તો ડૂબી પણ જતી હશે. એવી હોડીમાં બેસીને ભર દરિયે સફરનું સાહસ કરવાને બહુ કઠણ કાળજાના અને બહાદુર લોકો જ તૈયાર થતા હશે. એ સફરોમાં ઘડીઘડી જીવનું જોખમ આવતું હશે અને સફર કરનારાઓને મહિનાઓ સુધી જમીનનાં દર્શન થતાં નહિ હોય. ભર દરિયે માછલાં પકડીને અને માથે ઊડતું એકાદ પંખી પાડીને જે મળે તે સિવાય બીજું ખાવાનું પણ સફર શરૂ કરતી વખતે સાથે લીધેલું અનાજ પૂરું થઈ જાય ત્યારે નહિ મળતું હોય. સમુદ્રની સફરમાંથી લોકોને કેટલોયે સાહસ અને અદ્‌ભુત પરાક્રમનો રસ મળતો હશે. દરિયાના અદ્‌ભુત બનાવો અને ખલાસીઓનાં પરાક્રમોની જૂના જમાનાની કેટલીયે વાતો ઊતરી આવેલી હોય છે.

પણ આવાં બધાં જોખમોને ન ગણકારતાં લોકો દરિયાની સફરો ખેડતા. થોડાક લોકો કદાચ સાહસ અને પરાક્રમનાં કામોના આકર્ષણથી એવી સફરો ખેડતા હશે પણ ઘણાખરા લોકો તો સોનાના અને પૈસાના લોભને કારણે જ એ જોખમો માથે લેતા. એવી સફરો ઘણુંખરું વેપારને માટે એટલે કે વસ્તુઓ વેચવાને અને ખરીદવાને માટે જ થતી હતી. અને એ રીતે વેપારમાંથી લોકો ખૂબ પૈસો જોડતા.

આ વેપાર શું છે? અને માણસોમાં તેનો વહેવાર કેવી રીતે શરૂ થયો હશે? આજે તો આપણે મોટી મોટી દુકાનોમાં જઈને જે જોઈએ તે સહેજમાં ખરીદી શકીએ છીએ. પણ આપણે જે જે વસ્તુઓ વેચાતી લઈએ છીએ તે બધી ક્યાંથી આવે છે એનો તેં કદી વિચાર કર્યો છે? આજે તો એકાદ ગરમ શાલ તું અલ્લાહાબાદમાં ખરીદી શકે છે. પણ તે શાલ

અલ્લાહાબાદની દુકાનમાં ઠેઠ કાશ્મીરથી આવી હશે અને તેનું ઊન ઘણું ખરું કાશ્મીર કે લડ્ડાખના ડુંગરોની ખીણોમાં ચરતાં ઘેટાંઓની પીઠ પર ઊગેલું હશે. આપણા બજારોમાંથી દાંત સાફ કરવાનું જે પેસ્ટ તું ખરીદે છે તે આગબોટોમાં અને રેલગાડીઓમાં મુસાફરી કરતું કરતું ઠેઠ અમેરિકાથી અહીં આવ્યું હશે. એવી જ રીતે ચીન કે જાપાન કે પેરીસ કે લંડનમાં બનેલી વસ્તુઓ આપણે વેચાતી લઈને વાપરીએ છીએ. આપણા બજારોમાં જે પરદેશી કાપડ વેચાય છે તેનો જ વિચાર કરી જો. તેનો કપાસ અહીં હિંદમાં ઊગ્યો હતો અને અહીંથી વિલાયત મોકલવામાં આવ્યો હતો. ત્યાંના કોઈક મોટા કારખાનાવાળાએ તે કપાસનું રૂ ખરીદ્યું હશે ને તેને સાફ કરીને પોતાના કારખાનામાં તેનું સૂતર કાંતીને તેમાંથી સુતરાઉ કાપડ વણ્યું હશે. તે કાપડ ત્યાંથી પાછું અહીં આવે છે અને આપણા બજારમાં વેચાય છે. દુકાનમાં વેચાવાને તે કાપડ આ રીતે અહીં આવ્યું તે પહેલાં આમથી તેમ તેણે કેટલીયે હજારો માઈલની લાંબી લાંબી મુસાફરી કરી હશે. હિંદમાં જે કપાસ ઊગે છે તે જ કાપડ બનવાને માટે વિલાયત જાય છે અને ત્યાંથી પાછો આવીને અહીં વેચાય છે. આ આખો વહેવાર તને કંઈક મૂર્ખાઈભરેલો નથી લાગતો? એમાં કેટલો બધો વખત અને મજૂરી અને પૈસાનો બગાડ થાય છે! હિંદમાં જ એ કપાસમાંથી કાપડ બને તો કેટલુંયે સસ્તું અને સારું બની શકે. પરદેશી કાપડ વેચાતું લઈને આપણે વાપરતાં નથી એ તું જાણે છે. આપણે તો ખાદી પહેરીએ છીએ. કારણ કે બને ત્યાં સુધી આપણા દેશમાં બનેલી વસ્તુઓ વાપરવી એ વાતમાં ડહાપણ રહેલું છે. વળી જે ગરીબ લોકો સૂતર કાંતે છે અને કાપડ વણે છે તેમને આપણે ખાદી પહેરીએ છીએ તેથી મદદ થાય છે.

આમ તું જોઈ શકશે કે આજે દુનિયામાં જે વેપાર

ચાલે છે તેનો વહેવાર બહુ અટપટો છે. મોટાં મોટાં વહાણો રોજ ને રોજ એક દેશનો માલ બીજા દેશમાં લઈ જાય છે. પણ પહેલાં આવું નહોતું.

માણસ પહેલાં રખડતો ફરતો તેમાંથી એક જગ્યાએ પગ બાંધીને રહેતો થયો તે છેક પ્રારંભના વસવાટ દરમિયાન માણસોમાં વેપારનો વહેવાર નહિ જેવો જ હતો. માણસને જે વસ્તુ જોઈએ તે કાં તો તેને ક્યાંકથી જાતે લાવવી પડતી અથવા જાતે બનાવી લેવી પડતી. બેશક માણસને તે વખતે ઝાઝી વસ્તુઓની જરૂર જ પડતી નહોતી. પછીથી પહેલાં આપણે વાત થઈ ગઈ છે તે પ્રમાણે માણસે કુલો બાંધીને રહેવા માંડયું અને તેમાં મહેનતની વહેંચણી અથવા શ્રમ-વિભાગ શરૂ થયો. લોકો પોતપોતાનો જુદો જુદો ધંધો કરવા લાગ્યા અને નવી નવી વસ્તુઓ તૈયાર કરવા લાગ્યા. પછી એવું બન્યું હશે કે એકાદ કુલ પાસે કોઈ એકાદ ચીજનો જથો વધી ગયો હશે અને બીજા એકાદ કુલ પાસે કોઈ બીજી ચીજ વધારાની હશે. એટલે કુદરતી રીતે જ તે બે કુલોએ પોતપોતાના માલની અદલાબદલી કરી હશે. જેમકે એકાદ કુલ પોતાની ગાય આપીને બીજા કુલ પાસે બદલામાં અનાજની એક ગૂણ લેતું હશે. તે દિવસોમાં નાણું શું તે કોઈ જાણતું નહોતું. વસ્તુઓનો જ અદલોબદલો અથવા વિનિમય થઈ શકતો. આ રીતે વિનિમયનો વહેવાર શરૂ થયો. પણ એ વહેવારમાં સરળતા નહોતી. મારે અનાજની એક ગૂણ જોઈતી હોય તો તેને માટે એકાદ ગાય કે ઘેટાંની એકાદ જોડ લઈ જવી પડતી. પણ એ મુશ્કેલી છતાં વેપારનો વહેવાર વધતો ગયો.

જ્યારે માણસને સોનું અને રૂપું જડ્યાં ત્યારે વેપારની અદલાબદલીને માટે તેણે એ ધાતુઓનો ઉપયોગ કરવા માંડ્યો. સોનું અથવા રૂપું એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાનું સરળ હોય છે. પછી ધીરે ધીરે વસ્તુઓના બદલામાં સોનું કે

રૂપું આપવાનો રિવાજ પડ્યો. જે માણસને આમ કરવાનું પહેલવહેલું સૂઝયું હશે તે બહુ હોશિયાર માણસ હોવો જોઈએ. સોનારૂપાના આ ઉપયોગથી વેપાર બહુ સરળ બની ગયો. છતાં તે વખતે પણ આપણી પાસે હોય છે તેવા નાણાના સિક્કાઓ અસ્તિત્વમાં આવ્યા નહોતા. સોનાનું કાંટામાં વજન કરીને એક માણસ બીજાને આપતો. ત્યારપછી ઘણે વખતે સિક્કાઓની શોધ થવાથી વેપાર અને વિનિમયનો વહેવાર વળી વધારે સરળતાથી ચાલવા લાગ્યો. દરેક જણને એક સિક્કાની કિંમત કેટલી તેની માહિતી હોવાથી સોનું અથવા રૂપું દર વખતે તોળીને આપવાની જરૂર ન રહી. આજે તો જ્યાં ને ત્યાં નાણાંનો વહેવાર ચાલે છે. પણ આપણે કદી ભૂલવું ન જોઈએ કે નાણું અથવા પૈસો પોતે અસલમાં કોઈ ઉપયોગી વસ્તુ નથી. પૈસાથી માત્ર આપણને જે વસ્તુઓ જોઈતી હોય તે મેળવવામાં સરળતા થાય છે. તેની મદદથી આપણે માલનો વિનિમય કરી શકીએ છીએ. પેલા રાજા મિડાસ પાસે ભરપૂર સોનું હતું અને છતાં તેને ખાવાના સાંસા પડ્યા હતા, તેની વાત તું ભૂલી ગઈ નહિ હોય. એટલે આપણને જેની જરૂર હોય તે વસ્તુ મેળવવાને માટે જો આપણે પૈસો ન વાપરીએ તો તેની કશી કિંમત રહેતી નથી.

આમ છતાં આજે પણ આપણે ત્યાં ગામડાંઓમાં લોકો હજી માલના બદલામાં માલ આપીને વહેવાર ચલાવે છે અને નાણાનો ઉપયોગ કરતા નથી. પરંતુ પૈસાથી વહેવાર કરવાનું બહુ સરળ હોવાથી સામાન્ય રીતે તેનો જ ઉપયોગ થાય છે. કેટલાક મૂરખ લોકો નાણું જ પોતે જાણે કે કોઈ જરૂરની વસ્તુ છે એમ માનીને તેને વાપરવાને બદલે તે ભેગું કરે છે, અને તેનો સંગ્રહ વધાર્યા કરે છે. એનો અર્થ એટલો જ થયો કે તે લોકોને નાણું સાચી રીતે શું છે અને પૈસાનો વહેવાર શી રીતે અને શા માટે શરૂ થયો છે તેનું ભાન નથી.

## ૨૩

# ભાષા, લખાણ અને સંખ્યા

જુદી જુદી ભાષાઓ વિષે અને તેમનો એકબીજી સાથે કેવો સંબંધ છે તે વિષે આપણે વાતો કરી છે. હવે આપણે માણસોમાં બોલી અથવા ભાષાનો વહેવાર કેવી રીતે શરૂ થયો તેનો વિચાર કરી લઈએ.

કેટલાંક પ્રાણીઓમાં કોઈક જાતના અર્થવાળા અવાજો અથવા શબ્દો વપરાય છે એવું જણાયું છે. એમ કહેવાય છે કે કેટલીક છેક સાદી વાતો એકમેકને કહેવાને માટે વાંદરાઓ અમુક જાતના અવાજો કરે છે. વળી કેટલાંક પ્રાણીઓ બી જાય છે અને પોતાની જાતનાં બીજાંઓને ભયની ચેતવણી આપવા માગે છે ત્યારે કેટલાક ચોક્કસ અવાજો કરે છે તે આપણે અવલોકન કરવાથી જોઈ શકીએ છીએ.

માણસોમાં પણ બોલીની શરૂઆત કંઈક આ જ રીતે થઈ હોવી જોઈએ. છેક શરૂઆતમાં ભયની અને ચેતવણીની બૂમો અસ્તિત્વમાં આવી હશે. ત્યારપછી શ્રમમાં મદદ થાય તે માટે બોલાતા બોલ શરૂ થયા હોવા જોઈએ. ઘણા લોકો ભેગા થઈને જ્યારે કામ કરે છે ત્યારે તેઓ હમેશ એક જ જાતનો અવાજ કરતા માલૂમ પડે છે. કોઈક વસ્તુને ખેંચીને ખસેડવાની મજૂરી કરનારા લોકો તારા જોવામાં આવ્યા જ હશે. અથવા ઘણા લોકોને ભેગા મળીને કોઈ ભારી વસ્તુ ઉપાડતા પણ તેં જોયા હશે. એમ લાગે છે કે આવાં મહેનત-નાં કામો કરતી વખતે એકી વખતે એક જ જાતની બૂમ પાડવાથી કામમાં મજૂરોને રાહત મળે છે. માણસે જે પહેલા

ઉચ્ચારો અથવા શબ્દો વાપરવા માંડ્યા તે આવી મજૂરી કરતી વખતે પાડવાની બૂમો હોય એમ લાગે છે.

ક્રમે ક્રમે પાણી, દેવતા, ઘોડો, રીંછ અને એવા બીજા સાદા બોલ ચાલુ થયા હશે. ઘણુંખરું શરૂઆતમાં માત્ર નામો જ વપરાશમાં આવ્યાં હશે અને ક્રિયાપદો સમૂળગાં નહિ હોય. કોઈ માણસને પોતે જોયલા રીંછની વાત કરવી હોય તો તે માત્ર રીંછ એટલો બોલ બોલીને બાળકની માફક પોતાની આંગળીથી ચાળો કરતો હશે. આજે માણસો જેમ એકબીજા સાથે બેસીને વાતચીત કરે છે તેવું તો ત્યારે શાનું હોય?

આમ ભાષાનો વિકાસ થતો ગયો. એક જ નામ વપરાતું તેને ઠેકાણે ટૂંકાં ટૂંકાં વાકચો વપરાતાં થયાં અને પછીથી લાંબાં વાકચો પણ વપરાશમાં આવ્યાં. સંભવ એવો લાગે છે કે બધા જુદા જુદા લોકોની એક જ બોલી કદીયે નહિ હોય. પણ એવો એક જમાનો જરૂર હશે કે જ્યારે અનેક ભિન્ન ભિન્ન ભાષાઓ પણ નહિ હોય. પહેલાં મેં તને જણાવ્યું જ છે કે શરૂઆતમાં થોડીક બોલીઓ અસ્તિત્વમાં હતી અને તે દરેકમાંથી ભાષાઓનાં મોટાં મોટાં કુટુંબો વિકસ્યાં છે.

જે પ્રાચીન સંસ્કૃતિઓ વિષે આપણે અત્યારે વાત કરીએ છીએ તેમના જમાનામાં માણસે ભાષાને સારી પેઠે ખીલવી લીધી હતી. દરેક ભાષામાં ઘણાં ગીતો રચાયાં હતાં અને કવિઓ તેમ જ ગાનારાઓ તે બધાં લોકોમાં ફરીને ગાતા. લખાણો અથવા પુસ્તકો તો તે જમાનામાં ઝાઝાં નહોતાં, એટલે લોકોને ઘણુંખરું જ્ઞાન સ્મૃતિમાં જ સંઘરવું પડતું. કવિતા અને પ્રાસવાળાં જોડકણાં યાદ રાખવાનું સહેલું હોય છે તેથી આ પ્રાચીન સંસ્કૃતિઓ જે જે દેશોમાં ખીલી હતી તે બધામાં આવાં ગાઈ શકાય એવાં કાવ્યો અને સાદી કવિતાઓ બહુ લોકપ્રિય થઈ હતી. એ ગીતોના ગાનારા અને કવિ લોકોને ભૂતકાળમાં થઈ ગયેલા વીરોની કીર્તિનાં ગાન કરવાનું બહુ

ગમતું. સામાન્યપણે બધા જ લોકોને તે જમાનામાં યુદ્ધની વાતો બહુ રમ્ય લાગતી અને તેથી તે જમાનાનાં કાવ્યો અને ગીતોમાં યુદ્ધોમાં વીરોએ કરેલાં પરાક્રમો અને તેમની બહાદુરીનાં વર્ણનોનું પ્રમાણ વિશેષ છે. આપણે ત્યાં હિંદમાં તેમ જ બીજા દેશોમાં પ્રાચીન કવિતાઓ આવી જ જાતની છે.

લખાણુની શરૂઆતની વાત પણ આટલી જ મજાની છે. ચીના લોકોએ લખાણુની શોધ કરી હતી તેની વાત મેં પહેલાં કહી છે. લખાણુની શરૂઆત માત્ર ચિત્રોથી થઈ હોય એમ લાગે છે. કોઈને મોર વિષે કંઈ કહેવું હોય તો તે મોરનું ચિતરામણુ અથવા આકૃતિ કાઢતો હશે. બેશક આમ કંઈ ઝાઝું લખાણુ થાય નહિ. એટલે ધીરે ધીરે મૂળનાં ચિતરામણો તથા આકૃતિઓ સાદી અને સરળ બનતી ગઈ. આમ ને આમ ઘણો સમય વીત્યા પછી મૂળાક્ષરોની કલ્પના માણસને આવી હશે ને તેમનો વિકાસ થયો હશે. મૂળાક્ષરો આવતાંની સાથે લખાણુનું કામ એકદમ સહેલું બની ગયું અને તેમાં ઝપાટા-બંધ પ્રગતિ થવા લાગી.

સંખ્યાના આંકડા અને વસ્તુઓ ગણવાની શોધ કરીને માણસે ભારે પ્રગતિ કરી છે. સંખ્યાના અંકો વિના કોઈ પણ જાતના વેપારનો વહેવાર થઈ શકે એમ લાગતું નથી. જેણે આ સંખ્યાના અંકોની શોધ કરી હશે તે ભારે પ્રતિભા-વાન એટલે કે બહુ હોશિયાર માણસ હોવો જોઈએ. યુરોપમાં શરૂઆતમાં સંખ્યાના જે અંકો ચાલુ થયા તે કંઈક અટપટા હતા. જે રોમન અંકોને નામે ઓળખાય છે ને ઘડિયાળો પર આવતા I, II, III, IV, V, VI, VII, VIII, IX, X, વગેરે તે આંકડાઓની તને માહિતી છે. આ અંકો લખવામાં જરા અટપટા છે અને તેમની મદદથી ગણુતરી સરળતાથી થઈ શકતી નથી. અત્યારે સંખ્યાના જે અંકો બધી ભાષાઓમાં વપરાય છે તે ૧, ૨, ૩. ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦ વગેરે

પેલા અંકો કરતાં ચઢિયાતા છે. તે જેમ રોમન અંકોને નામે ઓળખાય છે તેમ આ અંકો અરબી અંકોને નામે ઓળખાય છે કેમકે યુરોપના લોકોને એમનું જ્ઞાન અરબ લોકો મારફતે મળ્યું હતું. પણ ખુદ અરબોને તેમનું જ્ઞાન ભારતના લોકો પાસેથી મળ્યું હતું તેથી એ અંકોને ભારતીય અંકો કહેવા એ વધારે સાચું થાય.

પણ માનવપ્રગતિની વાત કરવામાં મેં જરા ઉતાવળ કરી નાખી. આપણે હજી અરબ લોકોની વાત સુધી પહોંચ્યાં નથી.

# ૨૪

## લોકોના વર્ગો

છોકરાઓ અને છોકરીઓને અને યુવાનોને પણ નિશાળોમાં ઇતિહાસ ભણાવવાની રીત જરા વિચિત્ર છે. તે બધાં રાજાઓનાં અને બીજા લોકોનાં નામો, તેમની વંશાવળીઓ તથા આજ સુધી થઈ ગયેલી લડાઈઓ અને યુદ્ધોની તારીખો ગોખી રાખે છે. પણ સાચું જોતાં લડાઈઓનાં અથવા યુદ્ધોનાં બયાન અને જે થોડાક લોકો રાજાઓ અથવા સેનાપતિઓ થઈ ગયા છે તેમની વાતો એ જ કંઈ ઇતિહાસ નથી. ઇતિહાસમાંથી તો આપણને જુદા જુદા દેશના લોકો વિષે અને તેમની રહેણીકરણી અને વિચારસરણી વિષે જાણવાનું મળવું જોઈએ. જુદી જુદી પ્રજાઓએ કરેલા પુરુષાર્થો, તેમનાં સુખ-દુઃખો અને તેમને પડેલી મુશ્કેલીઓ તથા તે બધી તેમણે કેવી રીતે પાર કરી, એ બધી બાબતોનું જ્ઞાન ઇતિહાસે આપણને આપવું જોઈએ. આ રીતે જો આપણે ઇતિહાસનો અભ્યાસ કરીએ તો તેમાંથી આપણને ઘણો બોધ મળે છે. ભૂતકાળમાં કોઈક પ્રજાને માથે આવી પડેલી મુશ્કેલી અથવા આફત આપણા પર આવી પડે તો ઇતિહાસના જ્ઞાન વડે આપણે તેનો ઉકેલ કરી શકીએ. વળી ભૂતકાળમાં બનેલા બનાવો એટલે કે ઇતિહાસના અભ્યાસથી પ્રજાઓ સુધરી છે કે બગડી છે અને માણસની પ્રગતિ થઈ છે કે નહિ તે આપણે વિશેષ-પણે સમજી શકીએ છીએ.

અલબત્ત, ભૂતકાળમાં થઈ ગયેલાં મહાન પુરુષો અને સ્ત્રીઓના ચરિત્રોમાંથી કંઈક ને કંઈક શીખવાને આપણે

હમેશ પ્રયત્ન કરવો જોઈએ. પણ જુદી જુદી જાતના લોકોની સ્થિતિ ભૂતકાળમાં જુદે જુદે સમયે કેવી હતી તે જાણવાનો પણ આપણો પ્રયત્ન હોવો જોઈએ.

આજ સુધીમાં મેં તને ઘણા પત્રો લખ્યા. આ તેમાંનો ચોવીસમો પત્ર છે. પણ અત્યાર સુધી જે ભૂતકાળને વિષે આપણને ઝાઝી માહિતી મળતી નથી તેવા જમાનાની જ આપણે વાતો કરી છે. આ વાતોને ઇતિહાસનું નામ આપવું બરાબર નથી. બહુ બહુ તો આપણે એ વાતોને માણસના ઇતિહાસની શરૂઆત કહી શકીએ અથવા ઇતિહાસનો ઉષ:કાળ એવું નામ આપી શકીએ. જે અર્વાચીન યુગોને વિષે આપણને કંઈક વધારે માહિતી મળેલી છે અને જેમને માનવજીવનના ઐતિહાસિક જમાનાઓ કહી શકાય તેમની વાતો હવે હું કરવાનો છું. પણ પ્રાચીન સંસ્કૃતિઓની વાતો પૂરી કરીએ તે પહેલાં તે જમાનાઓમાં જરા વધારે જોઈ લઈને તે સમયે કેવી કેવી જુદી જુદી જાતના લોકો પૃથ્વી પર રહેતા હતા તે જરા વધારે ચોકસાઈથી આપણે સમજી લઈએ.

પ્રાચીનકાળની શરૂઆતમાં માણસોનાં કુલોમાં લોકો કેવી રીતે જુદી જુદી જાતનાં કાર્યો કરતા થયા તે આપણે જોયું છે. ત્યારથી કામની વહેંચણી અથવા શ્રમવિભાગ શરૂ થયો. વળી કુલપતિ અથવા વડો પોતાના કુટુંબને કુલના સામાન્ય લોકોથી અલગ પાડીને માત્ર વ્યવસ્થાનું જ કાર્ય કરતો કેવી રીતે થયો તે પણ આપણે જોયું. કુલના બીજા લોકો કરતાં તે કંઈક ચઢતા દરજ્જાનો બન્યો, અથવા આપણે એમ કહીએ કે તેનું કુટુંબ બીજા લોકોના કરતાં જુદા વર્ગનું બન્યું. આ રીતે માણસોના આપણે બે વર્ગો પડી ગયેલા જોઈએ છીએ, એક વ્યવસ્થા અને હુકમો કરનારો અને બીજો પ્રત્યક્ષ કામ અથવા મજૂરી કરનારો. બેશક, આ વિભાગને લીધે જે વર્ગ વ્યવસ્થા કરતો થયો તેની સત્તા વધી ગઈ અને જેટલી મળે એટલી સંપત્તિ ભેગી કરવામાં તે વર્ગ

પોતાની સત્તા વાપરવા લાગ્યો. આમ તે વર્ગના લોકો વધારે ને વધારે શ્રીમંત થતા ગયા કેમકે બીજા મજૂરી કરનારા વર્ગના લોકો પાસેથી તેમણે વધારે ને વધારે સંપત્તિ પડાવી લેવા માંડી.

એટલે જેમ જેમ કામની અને મજૂરીની વહેંચણી થતી ગઈ તેમ તેમ માણસોમાં નવા નવા વર્ગો નીપજવા લાગ્યા. એક બાજુ રાજા અને તેનાં સગાંઓ તેમ જ તેના દરબારમાં બેસનારા લોકોનો એક વર્ગ થયો. તે વર્ગના લોકો દેશની વ્યવસ્થાનું અને તેની રક્ષાને માટે યુદ્ધ કરવાનું કાર્ય કરતા. આ સિવાયનું બીજું કોઈ કામ તેઓ ભાગ્યે જ કરતા. આ ઉપરાંત મંદિરોમાં કાર્ય કરનારા પૂજારીઓ અથવા ધર્માધિકારીઓ અને મંદિરો સાથે સંબંધ ધરાવતા અનેક લોકોનો બીજો વર્ગ હતો. તે જમાનામાં એ વર્ગના લોકો સમાજમાં બહુ મહત્ત્વનું કાર્ય કરતા. તેનો વિચાર આપણે પાછળથી કરવો પડશે.

ત્રીજો વર્ગ વેપારીઓનો હતો. તે લોકો એક દેશનો માલ બીજા દેશમાં લઈ જતા, માલની ખરીદી કરીને વેચતા અને દુકાનો ચલાવતા.

વળી ચોથો વર્ગ કારીગરોનો હતો. તેઓ માણસના ઉપયોગની જાતજાતની વસ્તુઓ બનાવતા. તે વર્ગના કોઈ લોકો સૂતર કાંતીને તેનું કાપડ વણતા, કોઈ માટીનાં વાસણો ઘડતા તો કોઈ ધાતુનાં વાસણો અને બીજી વસ્તુઓ તૈયાર કરતા, અને કોઈ વળી સોનાના અને હાથીદાંતના અલંકારો અને બીજી એવી અનેક ચીજો બનાવતા. શહેરોમાં અને તેમની પાસે એ વર્ગના ઘણાખરા લોકો રહેતા અને ગામડામાં પણ તેમની વસ્તી ઘણી રહેતી.

અને છેવટે બાકીના લોકોનો, શહેરોમાં મજૂરી કરનારા મજૂરોનો અને ગામડાંઓમાં ખેતી કરનારા ખેડૂતોનો વર્ગ હતો. અલબત્ત બાકીના બધા વર્ગોના કરતાં આ વર્ગના લોકોની સંખ્યા સૌથી વધારે હતી. એમના સિવાયના બીજા વર્ગના લોકો એમની મજૂરીમાંથી કંઈ ને કંઈ પડાવી લેવાની વેતરણમાં રહેતા.

## ૨૫

# રાજાઓ, મંદિરો અને ધર્માધિકારીઓ

આપણા છેલ્લા પત્રમાં આપણે જોઈ ગયાં કે માનવ-સમાજમાં પાંચ જુદાજુદા વર્ગો પડી ગયા. તેમાં સૌથી મોટી સંખ્યા ખેતી કરનારા અને મજૂરી કરનારા લોકોની હતી. ખેતી કરનારા લોકો જમીન ખેડીને અનાજ પકવતા. ખેડૂત-વર્ગ ખેતી કરતો ન હોત અને બીજા કોઈ લોકો જમીન પર મજૂરી કરતા ન હોત તો બધા લોકોને ખાવાને જોઈતું અનાજ ક્યાંથી આવત! કંઈ નહિ તો ખાવાનું બહુ ઓછું નીપજત. તેથી આ ખેડૂતો સમાજમાં બહુ મહત્ત્વના ને ઉપયોગી હતા. તેમની મજૂરી વિના બાકીના બધા લોકો ભૂખે મરી જાત. મજૂરો પણ શહેરોમાં અને ગામડાંઓમાં બહુ ઉપયોગી કામગીરી બજાવતા. એ લોકો આવું મહત્ત્વનું અને ઉપયોગી કામ કરતા અને તેમના વિના બાકીના લોકોનું જીવન જ અશક્ય થઈ જાત છતાં તેમની જ મજૂરીમાંથી નીપજતી સંપત્તિમાંથી તેમને ભાગે બહુ થોડું આવતું. તેમની મજૂરીથી પેદા થતી વસ્તુઓનો મોટો ભાગ બીજાઓને ભાગે જતો. રાજા અને તેના વર્ગનાં તેનાં સંબંધીઓ તથા ઉમરાવ લોકો ખાસ કરીને સંપત્તિનો મોટો ભાગ મેળવતા. આપણે જોઈ ગયાં છીએ કે રાજા અને તેના વર્ગના લોકો પાસે બહુ સત્તા અથવા અધિકાર રહેતો. માણુસનાં પ્રાચીન કુલોના જમાનામાં જમીનની માલકી આખા કુલની ગણાતી. કોઈ પણ એક વ્યક્તિની તેની અંગત માલકીની એવી અલગ જમીન નહોતી. પણ રાજાના વર્ગનો અધિકાર અથવા સત્તા વધતી

ગઈ તેમ તેમ તેઓ એમ કહેવા લાગ્યા કે જમીન બધી અમારી છે. તે લોકો જમીનદારો એટલે કે જમીનના માલિકો થઈ પડ્યા અને જે લોકો જમીન પરની બધી સખત મહેનત ખરી રીતે કરતા તે ખેડૂતો તેમના એક રીતે છેક ચાકર જેવા બની ગયા. ખેડૂતો જમીન પર મજૂરી કરીને જે ઉગાડતા કે પેદા કરતા તેના ભાગ પાડવામાં આવતા અને સૌથી મોટો ભાગ જમીનદારને મળતો.

કેટલાંક મંદિરો પણ જમીનની માલકી ધરાવતાં અને તેથી જમીનદાર વર્ગનાં ગણાતાં.

આ મંદિરો અને તેને લગતા ધર્માધિકારીઓનું કાર્ય શું હતું તે હવે આપણે જોઈએ. મારા આગલા એક પત્રમાં મેં તને સમજાવ્યું હતું કે મૂળના જંગલી માણસો ઘણી બાબતો સમજી શકતા નહોતા અને પોતાને જે જે બાબતો સમજાતી નહિ તેનાથી ભય પામતા. તેમાંથી જ તેમણે ઈશ્વરની અને ધર્મની કલ્પના કરી. નદી, પર્વત, સૂર્ય, વૃક્ષો, પ્રાણીઓ અને તે ઉપરાંત જે કંઈ તેમનાથી પ્રત્યક્ષ દેખાતું નહિ પણ ભૂતોના જેવી જે બધી વસ્તુઓની માત્ર કલ્પના તેઓ કરી લેતા તે સર્વ વસ્તુઓના તેમણે જુદા જુદા દેવો અને દેવીઓ બનાવ્યાં. હમેશાં ભયભીત રહેતા તેથી તે લોકોને એમ જ લાગ્યા કરતું કે આ બધાં તેમનાં દેવદેવી તેમને શિક્ષા કરવા માગે છે. તે લોકોનાં દેવદેવીઓ પણ ખુદ તેમના જેવાં જ કઠોર અને ક્રૂર હતાં અને તે લોકો ભોગ ધરાવીને તે બધાંને પ્રસન્ન રાખીને તેમને શાંત પાડવાની તજવીજમાં રહેતા.

આ બધાં દેવદેવીઓને રહેવાને માટે મંદિરો થયાં. દરેક મંદિરમાં એક ખાસ પવિત્ર સ્થળ રાખવામાં આવતું અને ત્યાં લોકો પૂજા કરવાને માટે દેવ કે દેવીની મૂર્તિ પધરાવતા. જે કંઈ તેમનાથી પ્રત્યક્ષ દેખાય નહિ તેની પૂજા તે લોકો કેવી રીતે કરી શકે? એવી ન દેખી શકાય તેવી વસ્તુની પૂજા કરવાનું કામ કઠણ હોય છે. તું જાણે છે કે નાનાં બાળકો

જે વસ્તુ જાતે જોઈ શકે છે તેનો જ વિચાર કરી શકે છે. પેલાં પ્રાચીન માનવીઓ કંઈક અંશે બાળકો જેવાં જ હતાં. મૂર્તિઓ વિના પૂજા કરવાનું તેમને ફાવતું નહિ તેથી તેમણે મંદિરોમાં પોતાનાં દેવદેવીઓની મૂર્તિઓ બનાવીને પધરાવી. એક વાત બહુ અચરજ ઉપજાવે એવી છે કે તે લોકો પોતાનાં દેવદેવીઓની મૂર્તિઓ ઘણુંખરું ભયાનક અને બેડોળ બનાવતા. કોઈ કોઈ વાર તેની આકૃતિ કોઈ પ્રાણીની રાખતા, તો કોઈ વાર અર્ધું જાનવર અને અર્ધું માણસ એવી રાખતા. મિસરમાં એ પ્રાચીન લોકો એક વખતે બિલાડીની પૂજા કરતા હતા અને વળી બીજે વખતે મને યાદ છે ત્યાં સુધી માકડાંની પૂજા કરતા હતા. પ્રાણીઓની આવી ભયાનક મૂર્તિઓની પૂજા કોઈ કેમ કરતું હશે તે સમજવું બહુ મુશ્કેલ છે. પૂજાને માટે મૂર્તિ રાખવી જ હોય તો તેની આકૃતિ સુંદર કેમ ન રાખવી? પણ તે સમયના પૂજા કરનારાઓનો ખ્યાલ કંઈક એવો હોવો જોઈએ કે દેવદેવીઓ હમેશ બિવરાવે એવાં હોવાં જોઈએ અને તે કારણે તેમની મૂર્તિઓ આવી ભયાનક તેમણે રાખી હશે.

આજે જેમ ઘણાખરા લોકો માનતા થયા છે કે કુદરતની પાછળ તેને ચલાવનાર કોઈ એક જ ઇશ્વર અથવા એક જ મહાન શક્તિ છે તેવું તે સમયના લોકોને સમજાયું નહિ હોય. તેમને તો કંઈક એવો ખ્યાલ હતો કે દેવદેવીઓ અનેક છે અને કેટલીક વાર તો એ દેવદેવીઓ અંદર અંદર વઢવાડ પણ કરે છે. જુદા જુદા દેશો અને જુદાં જુદાં નગરો ઘણી વાર જુદા જુદા દેવોની પૂજા કરતાં.

દેવદેવીઓનાં આ મંદિરોમાં ઘણા પૂજારી અને ધર્માધિકારી સ્ત્રીઓ તથા પુરુષો રહેતાં. આ ધર્માધિકારીઓ ઘણુંખરું વાંચી લખી જાણતા અને સમાજના બાકીના બીજા લોકો કરતાં વધારે જ્ઞાન ધરાવતા. એ જ્ઞાનને કારણે તેઓ રાજાના સલાહકારો બનતા. તે જમાનાનાં બધાં જ પુસ્તકો

આ લોકોએ લખેલાં છે અને તેની નકલો પણ તેમણે જ ઉતારેલી છે. એમની પાસે જ્ઞાનનું કંઈક ભંડોળ હોવાથી પ્રાચીન સમયના ડાહ્યા પુરુષોમાં તેમની ગણના થાય છે. માંદાંને સાજાં કરવાનું કાર્ય પણ એ લોકો જ કરતા. અને ઘણી વાર તો પોતે કેટલા ડાહ્યા, હોશિયાર અને જ્ઞાની છે તેની છાપ પાડવાને ખાતર જ તેઓ કેટલાક ચમત્કારો અથવા યુક્તિઓ કરીને સામાન્ય લોકોને છેતરતા. સામાન્ય લોકો તે જમાનામાં બહુ અજ્ઞાન અને ભોળા હોવાથી આ ધર્માધિકારીઓને જાદુગરો માનીને તેમનાથી ડરતા.

પણ આ ધર્માધિકારીઓ બધા લોકોના જીવનમાં સારી પેઠે ભળતા. તે લોકો ડાહ્યા અને જ્ઞાની ગણાતા તેથી સૌ કોઈ આફતમાં આવી પડે અથવા માંદું પડે ત્યારે તેમની પાસે મદદ માટે દોડી જતું. તે જ લોકો આમ જનતાને માટે મોટા મોટા ઉત્સવો ગોઠવતા. આમ જનતા પાસે તે વખતે વરસના દિવસો અથવા મહિનાઓ જાણવાને પંચાંગો નહોતાં એટલે તે આવા ઉત્સવોથી જ વખતની ગણતરી કરતી.

આ દેવળોમાં વસતા પૂજારીઓ અથવા ધર્માધિકારીઓ ઘણી વાર લોકોને છેતરીને ઊંધે રસ્તે ચઢાવતા પણ તે જ લોકો તેમને સહાય પણ ઘણી કરતા અને તેમની પ્રગતિનું કારણ થતા.

સંભવ એવો છે કે કેટલાક પ્રદેશોમાં લોકો જ્યારે શહેરો વસાવીને રહ્યા હશે ત્યારે તેમના પર અમલ ચલાવનારા લોકો રાજાઓ નહિ પણ આવા ધર્માધિકારીઓ હશે. પાછળથી રાજા યુદ્ધ કરવામાં વધારે કુશળ હોવાથી તેણે ધર્માધિકારીનું સ્થાન પડાવી લીધું. કેટલેક સ્થળે તો મિસરના ફેરોની માફક એક જ માણસ રાજા અને ધર્માધિકારી બન્નેના સ્થાન પર રહેતો. ખરે જ મિસરમાં એ ફેરોને જીવતાં જીવતાં જ અર્ધી દૈવી એટલે કે ઈશ્વરનો અંશ માનવામાં આવતા. મરણ પછી તેમને દેવ ગણીને તેમની પૂજા કરવામાં આવતી.

## ૨૬

# સિંહાવલોકન

મારા આ પત્રોનો તને હવે કંટાળો આવી ગયો હશે નહિ વારુ! મને એમ લાગે છે કે મારે હવે તને થોડો આરામ આપવો જોઈએ. એટલે હવે થોડો વખત સુધી હું તને નવું કંઈ લખી મોકલવા માગતો નથી. આપણે અત્યાર સુધી જે વાતો કરી છે તેના પર થોડો વખત તું વિચાર કરે તો બસ છે. થોડાક પત્રોમાં આપણે કરોડો વર્ષ કાપી નાંખ્યાં. આપણી આ પૃથ્વી સૂર્યમાંથી છૂટી પડીને આવી ત્યાંથી આપણે વાતની શરૂઆત કરી હતી. સૂર્યથી અલગ પડી ગયા પછી ધીરે ધીરે તે કેવી ઠંડી પડતી ગઈ તે આપણે જોયું. પૃથ્વીમાંથી વળી ચંદ્ર છૂટો પડી ગયો. યુગોના યુગો સુધી પૃથ્વી પર ચેતનનું નામ-નિશાન નહોતું. ત્યાર પછી કરોડો વર્ષના ગાળા દરમિયાન આ પૃથ્વી પર બહુ જ ધીરે ધીરે ચેતનનો વિકાસ થયો. એક કરોડ વર્ષ એટલે કેટલો વખત થાય એનો તને કંઈ ખ્યાલ આવે છે? વખતના એવડા મોટા ગાળાનો જરા સરખો ખ્યાલ કરી લેવાનું કામ અતિશય મુશ્કેલ હોય છે. તું પોતે જ દસ વર્ષની થઈ છે અને તોયે તું કેવડી મોટી થઈ ગઈ છે, અને કેટલી વધી ગઈ છે! તને તો હવે એક સન્નારી કહીને સંબોધવી જોઈએ! અને છતાં સો વર્ષનો વખત પણ તને કેટલો બધો લાંબો લાગતો હશે. પછી એક હજાર અને પછી એક લાખ અને એવા સો લાખ મળીને એક કરોડ થાય. આ બધું એકી વખતે આપણા નાનકડા મગજોમાં બેસતું નથી. આપણે એમ માનીએ છીએ કે આપણે પોતે બહુ મહત્ત્વનાં છીએ અને પછી નાની નાની બાબતોથી ચિડાઈએ છીએ અને નજીવી નજીવી

બાબતોની ફિકરમાં પડી જઈએ છીએ. પણ આપણી આ દુનિયાના દીર્ઘ ઇતિહાસની સરખામણીમાં આ નાના નજીવા બનાવો કેટલા તુચ્છ છે! આપણી પૃથ્વીના ઇતિહાસના આ વિરાટ ગાળાઓ વિષે વાંચવાથી અને જાણવાથી આપણને અમાપ ફાયદો થાય છે. કેમકે એ બધું જાણ્યા પછી નાની નજીવી બાબતો વિષે ઝાઝી ફિકર કરવાનું આપણે છોડી શકીએ છીએ.

આ પૃથ્વી પર જે ભયાનક લાંબા ગાળા દરમિયાન કોઈ પ્રકારનું ચેતન નહોતું તેનું સ્મરણ આપણે કરીએ; અને પછી વળી કાળના એક બીજા મોટા ગાળા દરમિયાન ચેતન માત્ર દરિયામાં વસતા જળચરોમાં જ જણાયું, અને પૃથ્વી પર કોઈ પણ સ્થળે માણસની હસ્તી નથી. પછી વળી બીજાં કરોડો વર્ષો સુધી પોતાને તીરથી વીંધે એવા માનવીનો ભય રાખ્યા વિના પ્રાણીઓએ આ પૃથ્વી પર સંચાર કર્યો. પછી આખરે જ્યારે માનવીનો અવતાર થયો તે વખતે શરૂઆતમાં તે તદ્દન નજીવો, તુચ્છ જીવ હતો અને સર્વ પ્રાણીઓમાં સૌથી નબળો હતો. પછી હજારો વર્ષ દરમિયાન પોતાની વિચારની શક્તિના સામર્થ્યથી તે બીજાં પ્રાણીઓથી વધારે ચાલાક અને જોરાવર થતો થતો આખરે તેમનો સર્વેનો સ્વામી બન્યો. તેના સિવાયનાં પૃથ્વી પર રહેતાં બાકીનાં બીજાં પ્રાણીઓ તેનાં ચાકર અને ગુલામ બની ગયાં.

ત્યાર પછી આપણે માણસોમાં સંસ્કૃતિનો ઉદય થતો જોઈએ છીએ. શરૂઆતમાં સંસ્કૃતિનું સ્વરૂપ કેવું હતું તે આપણે જોઈ ગયાં છીએ. હવે પછી માનવી સંસ્કૃતિનો વિકાસ થતાં થતાં તેનાં સ્વરૂપો કેવાં કેવાં થતાં ગયાં તે આપણે જોઈશું. હવે પછી આપણે કરોડો વર્ષો કાપવાનાં રહેતાં નથી. આજથી ચાર પાંચ હજાર વર્ષ પરના યુગ સુધી આપણે આ પત્રોમાં આવી પહોંચ્યાં છીએ. પણ તે પૂર્વેનાં કરોડો વર્ષો વિષે

આપણે જે કંઈ જાણીએ છીએ તેના કરતાં આ ચાર કે પાંચ હજાર વર્ષો વિષે ઘણું વધારે જાણીએ છીએ. તું મોટી થશે ત્યારે એ વર્ષોના ઇતિહાસ વિષે તને ઘણું વાંચવાનું મળશે. માણસનું આ પૃથ્વી પર આખરે શું થયું તેનો કંઈક ખ્યાલ આપવાને માટે હું તે ઇતિહાસ વિષે તને થોડું થોડું લખી મોકલવા માગું છું.

## ૨૭

# અવશેષરૂપે મળી આવતી માછલીઓનાં ચિત્રો

આ વખતે હું તને થોડાંક ચિત્રોના કાર્ડ મોકલું છું. મારા લાંબા લાંબા અને કંટાળો આપે એવા કાગળો કરતાં આ ચિત્રો તને વધારે ગમશે. લંડનના સાઉથ કેન્સિંગ્ટન મ્યૂઝિયમમાં રાખવામાં આવેલા માછલીઓના પ્રાચીન અવશેષોનાં એ ચિત્રો છે. મૂળ અવશેષો તેં ત્યાં જોયા હશે જ. ગમે તેમ પણ પ્રાચીન માછલીઓના આ અવશેષો કેવા હોય છે તેનો કંઈક ખ્યાલ તને આ ચિત્રો પરથી આવશે.

પહેલાં મેં તને જણાવ્યું છે કે ખડકો અને બીજી જગ્યાઓમાંથી મળી આવતા પ્રાચીન પ્રાણીઓના તેમ જ વનસ્પતિઓના અવશેષોને અંગ્રેજીમાં ફૉસિલ કહે છે. એ પ્રાણીઓના જે નરમ લોચા જેવા અવયવો હતા તે નાશ પામ્યા પણ હાડકાંવાળા જે સખત અવયવો હતા તે ઘણા જમાનાઓ સુધી ટકી શક્યા. દરિયાને તળિયે એમાંના ઘણા પર નરમ કાદવ ઠરવાથી તે બધા બચી ગયા છે. વખત જતાં એ નરમ કાદવ કઠણ બની ગયો અને દરિયાનું તળિયું પાણીમાંથી ઉપર નીકળી આવીને સૂકી જમીનમાં ફેરવાઈ ગયું. એ રીતે આજે આપણને આ ફૉસિલો અથવા અવશેષો સૂકી જમીનમાંથી મળે છે.

ખડકોમાંથી જેવી હાલતમાં જડ્યા હતા તેવા જ આ અવશેષોમાંથી થોડાક આ ચિત્રોમાં બતાવેલા છે. એ ચિત્રોની આકૃતિઓ બહુ સ્પષ્ટ નથી. એ તો મૂળ પરથી બનાવેલા નમૂનાઓનાં ચિત્રો છે.

એક અવશેષમાં માછલીના માત્ર દાંત જ દેખાય છે.

જી. ૨૪ અને જી. ૨૭ નંબરવાળાં ચિત્રો સૌથી મહત્ત્વનાં છે એમ મને લાગે છે. માછલીઓ ખડકમાં કેવી કોતરાઈ ગઈ છે તે એ ચિત્રો પરથી સ્પષ્ટ માલૂમ પડે છે. અને ખડકોમાં પડેલી આ આકૃતિઓ પરથી આજે કરોડો વર્ષો પછી એવી જીવતી માછલીઓ હસ્તીમાં હતી એમ આપણે કહી શકીએ છીએ!

જે કાગળ પર આ ચિત્રોનું વર્ણન આપેલું છે તેની સાથે એક પરબીડિયામાં આ કાર્ડોને સાચવીને રાખજે. એટલે તે બીજા કાગળો ભેગા અટવાઈ નહિ જાય.

## ૨૮

# અવશેષો અને ખંડિયેરો

ઘણા વખતથી મેં તને કશું લખ્યું નથી. મારા છેલ્લા બે પત્રોમાં આપણે જે પ્રાચીન જમાનાની વાતો કરી ગયેલાં તેનું આપણે ટૂંકમાં પુનરાવર્તન કર્યું હતું. તે ઉપરાંત પ્રાચીન અવશેષો કેવા હોય છે તેનો કંઈક ખ્યાલ આપવાને માટે મેં અવશેષરૂપે મળી આવેલી માછલીઓનાં કેટલાંક ચિત્રો તને મોકલ્યાં હતાં. મસૂરીમાં ત્યાર પછી આપણે મળ્યાં ત્યારે મેં તને અવશેષોનાં બીજાં આવાં ચિત્રો બતાવ્યાં હતાં.

પેટે ચાલનારાં પ્રાણીઓના અવશેષોના ચિત્રોનું તને ખાસ સ્મરણ રહ્યું હશે. આજે આપણે જે સાપ, ગરોળી, મગરો અને કાચબાઓ જોઈએ છીએ તેમની જ જાતનાં એ અસલનાં પેટે ચાલનારાં પ્રાણીઓ છે. અસલના વખતનાં એ પ્રાણીઓ એ જ કુટુંબનાં હતાં પણ આજનાં તેમનાં સગાંઓથી બહુ જુદાં અને અતિશય મોટા કદનાં હતાં. સાઉથ કેન્સિંગ્ટન મ્યૂઝિયમમાં આપણે જે ગંજાવર કદનાં જનાવરો જોયાં હતાં તે તને યાદ હશે. તેમાંનું એક તો ત્રીસથી ચાળીસ ફૂટ લાંબું હતું. વળી માણસના કરતાં મોટું એક દેડકા જેવું પ્રાણી અને એવડો જ મોટો એક કાચબો આપણે જોયો હતો. ગંજાવર કદનાં વનવાગળાં તે જમાનામાં ઊડતાં ફરતાં અને ઇગુએનોડોન નામનું એક પ્રાણી તો પગ પર ખડું થતું ત્યારે એક નાના સરખા ઝાડ જેવું લાગતું.

ત્યાં પ્રાચીન વનસ્પતિના અવશેષો પણ આપણે જોયા હતા. ખડકોમાં પડેલી ફર્ન વનસ્પતિની તેમ જ હથેલી જેવાં પત્રોની આકૃતિઓ પણ આપણે જોઈ હતી.

પેલા પેટે ચાલનારા સર્પોની પાછળ પોતાનાં બચ્ચાંઓને ધવડાવનારાં આંચળવાળી જાતનાં પ્રાણીઓ પૃથ્વી પર અસ્તિત્વમાં આવ્યાં. આપણી આસપાસ આજે આપણે જે પ્રાણીઓ જોઈએ છીએ તે તથા આપણે પોતે એટલે કે માણસ પણ એ જ જાતનું પ્રાણી છે. પુરાતન કાળનાં એ આંચળવાળાં પ્રાણીઓ આજે આપણે જોઈએ છીએ તેવાં પ્રાણીઓ પૈકી કેટલાંકના કરતાં બહુ જુદાં નહોતાં. પેલા સર્પોના જેવડાં તો નહિ પણ એકંદરે આજનાં પ્રાણીઓ કરતાં કદમાં તે બધાં મોટાં હતાં ખરાં. મોટા મોટા દંતૂશળવાળા હાથીઓ અને એવાં જ મોટાં રીંછો ત્યારે પૃથ્વી પર ફરતાં. માણસના એવા જ અવશેષો પણ આપણે જોયા હતા. એ અવશેષોમાં ઘણુંખરું માત્ર હાડકાંઓ અને ખોપરીઓ જ હતી તેથી તેમાં આપણને બહુ રસ પડ્યો નહોતો. તેના કરતાં તો ચકમકના પથ્થરમાંથી પ્રાચીન માનવીએ ઘડેલાં ઓજારો જોવામાં આપણને વધારે મજા આવી હતી.

મિસરની પ્રાચીન કબરો અને મમીઓનાં કેટલાંક સરસ ચિત્રો પણ મેં તને બતાવ્યાં હતાં. એ પૈકી કેટલાંક બહુ સુંદર હતાં તે તને યાદ હશે. મમીઓને રાખવાને માટેની લાકડાની પેટીઓ પર અંદર રાખવામાં આવેલા લોકોની વાર્તાઓ ચીતરેલી હતી. થિબ્સ આગળની મિસરી કબરોમાંથી આણેલાં દીવાલ પરનાં ચિત્રો સૌથી મજાનાં હતાં.

વળી મિસરના એ જ થિબ્સમાં આવેલાં મહેલો અને દેવળોનાં ખંડિયેરોનાં ચિત્રો આપણે જોયાં હતાં. મોટા મોટા સ્તંભોવાળી કેવી ગંજાવર ઇમારતો! થિબ્સની પાસે જ મેમોનનું ગંજાવર પૂતળું આવેલું છે.

મિસરના ઉપરના પ્રદેશમાં આવેલા કર્નાક નામને સ્થળે આવેલાં દેવળો અને ઇમારતોનાં ખંડિયેરોનાં ચિત્રો પણ આપણે જોયેલાં. પ્રાચીન મિસરીઓ કેવા મહાન બાંધકામ

કરનારા હતા તે આ ખંડિયેરો પરથી પણ આપણે સમજી શકીએ છીએ. શિલ્પકળા અને બાંધકામના વિશાળ જ્ઞાન વિના તે લોકો આવા મોટા મહેલો અને દેવળો શી રીતે બાંધી શકવાના હતા?

આપણું ટૂંક પુનરાવર્તન આપણે હવે પૂરું કર્યું છે. હવે પછીના પત્રમાં આપણી વાત આપણે આગળ ચલાવીશું.

૨૯

# આર્યોનું હિન્દમાં આગમન

અત્યાર સુધી આપણે બહુ પુરાતન કાળની વાતો કરી છે. હવે આપણે માણસનો વિકાસ કેમ થતો ગયો અને તેણે શું શું કર્યું તે જોઈશું. એ પુરાતન જમાનાને ઇતિહાસની પૂર્વના યુગો કહેવામાં આવે છે, કેમકે તે જમાનાનો સાચો ઇતિહાસ આપણને મળતો નથી. ઘણી વસ્તુઓ આપણે અનુમાનથી શોધી કાઢવી પડે છે. પણ હવે આપણે સાચા ઇતિહાસની છેક પાસે આવી પહોંચ્યાં છીએ.

એટલે પહેલાં તો એ જમાનામાં હિંદમાં શું બન્યું હતું તે જોઈએ. મિસરની માફક હિંદમાં પણ એક સંસ્કૃતિ ખીલી હતી તેની વાત આપણે પહેલાં કરેલી છે. હિંદમાં વસતા લોકોએ તે જમાનામાં વેપાર ખીલવ્યો હતો. અને હિંદનો માલ વહાણોમાં ભરીને તે લોકો મિસર, મેસોપોટામિયા અને બીજા દેશોમાં લઈ જતા હતા. તે જમાનામાં હિંદમાં વસતા લોકો દ્રવિડ લોકોને નામે ઓળખાતા હતા. આજે મદ્રાસની આજુબાજુના દક્ષિણ હિંદના પ્રદેશોમાં જે લોકો વસે છે તે દ્રવિડોના જ વંશજો છે.

આર્ય લોકોએ ઉત્તર તરફથી આવી આ દ્રવિડ લોકો પર ચઢાઈ કરી. આ આર્ય લોકોની મધ્ય એશિયામાં ઘાડી વસ્તી હોવી જોઈએ. અને તે પ્રદેશમાં બધાને જોઈએ એટલું અનાજ ખૂટયું એટલે તે લોકો બીજા દેશોમાં ફેલાયા હોવા જોઈએ. તેમનાં મોટાં મોટાં ટોળાં ઇરાન તરફ અને ઠેઠ ગ્રીસ

અને ત્યાંથીયે આગળ પશ્ચિમમાં ગયાં. તેમનાં બીજાં ધાડાંઓ કાશ્મીર પાસેના પર્વતો ઓળંગીને હિંદના પ્રદેશમાં પણ ઊતર્યાં.

આ આર્યો બહુ જોરાવર અને લડવૈયા લોકો હતા અને તેમણે દ્રવિડ લોકોને એ પ્રદેશોમાંથી હાંકી કાઢ્યા. વાયવ્ય ખૂણા પરથી આર્યોનાં ટોળેટોળાં દરિયાનાં મોજાંઓની માફક એકની પાછળ એક હિંદમાં ઊતરવા લાગ્યાં. શરૂ શરૂમાં તો દ્રવિડ લોકોએ એ ટોળાંને થંભાવ્યાં હશે; પણ જ્યારે આર્યોનાં એક પછી એક બીજાં અનેક ટોળાંઓ આવવા લાગ્યાં એટલે તેમને થંભાવવાનું બહુ મુશ્કેલ બની ગયું હોવું જોઈએ. ઘણા લાંબા સમય સુધી આર્યો ઉત્તરના અફઘાનિસ્તાન અને પંજાબના પ્રદેશોમાં જ વસ્યા. ત્યાર પછી તેઓ આજે જે સંયુક્ત પ્રાંતોને નામે ઓળખાય છે તે આપણા મુલકમાં ઊતર્યા. આમ ફેલાતા ફેલાતા તે આર્યો મધ્ય હિંદમાં આવેલા વિંધ્ય પર્વત સુધી પહોંચ્યા. વિંધ્યાચળને ઓળંગીને આગળ વધવાનું કામ બહુ મુશ્કેલ હતું કેમકે તે પ્રદેશમાં બહુ ધાડાં જંગલો આવેલાં હતાં. તેથી આર્યો વળી પાછા ઘણા લાંબા સમય સુધી વિંધ્ય પર્વતોની ઉત્તરે થોભ્યા. થોડાક આર્યો છૂટાછવાયા વિંધ્યાચળ ઓળંગીને દક્ષિણમાં પહોંચ્યા હશે. પણ ટોળાબંધ એ રીતે વિંધ્યાચળ વટાવી જવાનું તેમનાથી બની શકે એમ નહોતું તેથી હિંદનો દક્ષિણ પ્રદેશ મુખ્યત્વે દ્રવિડ પ્રજાથી વસેલો રહ્યો.

આર્યોનું હિંદમાં આગમન બહુ જાણવા જેવું છે. આપણા પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાંથી તેમને વિષે બહુ જાણવા જેવી હકીકતો મળી રહે છે. વેદ જેવા કેટલાક ગ્રંથો એ જ અરસામાં રચાયા હોય એમ લાગે છે. સૌથી પ્રાચીન વેદ ઋગ્વેદ છે અને તેમાં કરવામાં આવેલાં વર્ણનો પરથી તે જમાનામાં હિંદના જે પ્રદેશોમાં આર્ય લોકો વસતા હતા તે પ્રદેશોનો કંઈક ખ્યાલ આપણને મળી રહે છે. બીજા વેદોમાંથી

અને પુરાણો જેવા બીજા સંસ્કૃત ગ્રંથોમાંથી આર્યો હિંદમાં કેમ ફેલાતા ગયા તેની હકીકતો જણાય છે. આ પ્રાચીન ગ્રંથો વિષે અત્યારે તને ઝાઝી માહિતી નહિ હોય. મોટી થયા પછી તેમને વિષે તને વધારે જાણવાનું મળશે. પણ અત્યારેયે પુરાણોમાંથી નીકળેલી અનેક વાર્તાઓ તું જાણતી હશે. ત્યાર પછી ઘણે સમયે રામાયણનું મહાકાવ્ય અને ત્યાર પછી વળી લાંબે ગાળે મહાભારત રચાયું.

આ ગ્રંથો ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે આર્યો જ્યારે પંજાબ અને અફઘાનિસ્તાનમાં જ વસતા હતા ત્યારે તે પ્રદેશને બ્રાહ્માવર્તને નામે ઓળખતા હતા. અફઘાનિસ્તાનના પ્રદેશને તે સમયે ગાંધાર કહેતા. મહાભારતમાં કૌરવોની માતા ગાંધારી આવે છે તે તને યાદ છે? ગાંધાર અથવા અફઘાનિસ્તાનમાંથી તે આવી હતી તેથી તેને ગાંધારી કહેતા. અફઘાનિસ્તાન આજે હિંદથી જુદો દેશ ગણાય છે પણ તે સમયે એ બે મળીને એક જ મુલક ગણાતો હતો.

આર્યો જ્યારે વધારે દક્ષિણમાં આવેલા ગંગા અને જમનાના સપાટ પ્રદેશમાં આગળ વધ્યા ત્યાર પછી તેમણે આખા ઉત્તર હિંદના પ્રદેશને આર્યાવર્ત નામ આપ્યું.

પ્રાચીન કાળના બીજા લોકોની માફક આર્યો પણ નદીઓને કિનારે શહેરો વસાવીને રહેવા લાગ્યા. વારાણસી અથવા કાશી અને પ્રયાગ વગેરે બીજાં તેમનાં અનેક નગરો નદીઓને કાંઠે જ આવેલાં છે.

## ૩૦

# હિંદમાં વસતા આર્યો કેવા હતા?

આર્યો હિંદમાં પાંચ કે છ હજાર વર્ષો પૂર્વે કે તેથીયે પહેલાં આવ્યા હોય એમ લાગે છે. બેશક તે બધા એક જ જથ્થામાં આવ્યા હોય એમ લાગતું નથી. સૈકાઓ સુધી તેમનાં સૈન્યોનાં સૈન્યો, ટોળીઓની પાછળ ટોળીઓ, અને કુલોનાં કુલો એક પછી એક આવતાં ગયાં હશે. પોતાની બધી ઘરવખરી ગાડાંઓમાં સિંચીને અથવા જનાવરોની પીઠ પર લાદીને મુસાફરી કરતી એ મોટી મોટી આર્ય વણજારોની કલ્પના તું કરી જો. આજે પરદેશી મુસાફરો આવીને જેમ પાછા ચાલ્યા જાય છે : તે જાતનું તેમનું આવવું નહોતું. તેમને માટે તો પાછા ફરીને જવાનો સવાલ જ નહોતો. તેઓ તો અહીંયાં જ રહેવાના અથવા યુદ્ધ કરીને મરણને પામવાના હેતુથી જ નીકળ્યા હતા. મેં પહેલાં તને જણાવ્યું છે કે તેમના પૈકી ઘણાખરા સરહદ પરના પર્વતો ઓળંગીને આવ્યા હતા. પણ થોડાક બીજા દરિયાને માર્ગે ફારસના અખાતમાંથી નીકળીને પોતાની નાની નાની હોડીઓમાં બેસીને સિંધુ નદીમાં આગળ વધ્યા હશે.

આમ એક પછી એક આવેલા આ આર્યો કેવા હશે? તેમણે જે ગ્રંથો રચ્યા છે તેમાંથી આપણને તેમને વિષે ઘણી વાતો મળી રહે છે. એ ગ્રંથો પૈકીના વેદો જેવા કેટલાક તો દુનિયાના સૌથી પ્રાચીન ગ્રંથો છે. તારે એ યાદ રાખવું જોઈએ કે મૂળમાં એ ગ્રંથો લખાયા નહિ હોય. તે વખતના લોકો તેમને મોઢે કરતા અને બીજાઓની આગળ તેમનું ગાન

કરતા. એ ગ્રંથો એવી સરસ સંસ્કૃત ભાષામાં લખાયેલા છે કે કોઈ પણ ધારે તો તેમનું ગાન કરી શકે. સંસ્કૃત જાણનારા સુંદર કંઠવાળા કોઈ માણસને મોઢે વેદના મંત્રોનું ગાન સાંભળીને આજેયે આપણને આનંદ ઊપજે છે. પણ આ વેદ શબ્દનો અર્થ શો છે? એનો અર્થ થાય છે જ્ઞાન. સાચે જ વેદોમાં ઋષિમુનિઓને નામે ઓળખાતા તે જમાનાના ડાહ્યા પુરુષોએ ભેગું કરેલું જ્ઞાન સંગ્રહાયેલું છે. તે સમયના તે લોકો પાસે આજના જેવાં રેલવે અને તાર અથવા સિનેમાનાં સાધનો નહોતાં. પણ તે પરથી એમ સમજવાનું નથી કે તે લોકો અજ્ઞાન હતા. અરે કેટલાક લોકો તો એમ માને છે કે તે જમાનાના ડાહ્યા લોકો આજના ભલા ભલા વિદ્વાનો કરતાંયે વધારે જ્ઞાની હતા. પણ આજના લોકો કરતાં તે લોકો વધારે જ્ઞાની હતા કે નહોતા એ વિવાદ રહેવા દઈને આપણે એટલું તો કબૂલ કરવું જ પડશે કે તેમણે જે અદ્ભુત ગ્રંથો રચ્યા છે તેમની આજે પણ સ્તુતિ થાય છે. આ એક વાત પરથી જ તે પ્રાચીન જમાનાના લોકો કેટલા મહાન હતા તેનો પુરાવો આપણને મળી રહે છે.

મેં પહેલાં જણાવ્યું છે કે આ વેદો મૂળમાં લખવામાં આવ્યા નહોતા. મોઢાના બોલથી જ યાદ રાખીને એક પેઢીના લોકો બીજી પેઢીના લોકોને તેમની સોંપણ કરતા. તે વખતના લોકોની સ્મરણશક્તિ અદ્ભુત હોવી જોઈએ. આપણામાંના કેટલા આજે આખાં પુસ્તકોનાં પુસ્તકો મોઢે રાખી શકે?

જે જમાનામાં આ વેદો રચાયા તેને વેદકાળ કહેવામાં આવે છે. વેદોમાં પ્રથમ ઋગ્વેદ છે. પ્રાચીન આર્યો જે સ્તોત્રો અને ગીતો ગાતા તે બધાં તેમાં ભરેલાં છે. એ ગીતોના ગાનારા આર્ય લોકો બહુ ખુશમિજાજ લોકો હોવા જોઈએ. તેમનાં દિલ દિલગીરી કે શોકથી ભરેલાં ખસૂસ નહોતાં પણ આનંદ અને પરાક્રમના ઉત્સાહથી ઊભરાતાં હોવાં જોઈએ.

પોતાના આનંદના ઉમળકામાં સુંદર ગીતો રચીને પોતાના પૂજ્ય દેવોની સ્તુતિ અર્થે તેઓ ગાતા હશે.

તે લોકો પોતાને વિષે અને પોતાની આર્ય જાતિને વિષે બહુ મગરૂર હતા. ખુદ આર્ય શબ્દનો અર્થ જ સજ્જન અથવા કંઈક ચઢિયાતા પ્રકારનો માણસ એવો થઈ ગયો છે. સ્વતંત્રતા તેમને બહુ પ્યારી હતી. છેક નામર્દ બની ગયેલા અને પોતાની સ્વતંત્રતા જતી રહી છે તે વાતથી જરાયે ન શરમાનારા આજના તેમના હિંદમાં વસતા વંશજો અને તેમની વચ્ચે કશું સામ્ય રહ્યું નથી. મૂળ આર્યો સ્વમાનની હાનિ થયા પછી અથવા ગુલામીમાં જીવવા કરતાં મરણને બહેતર ગણતા.

એ આર્યો સરસ લડવૈયા હતા. અને તેમને વિજ્ઞાનનું કંઈક અને ખેતીનું બહોળું જ્ઞાન હતું. કુદરતી રીતે જ તેમના જીવનમાં ખેતીને બહુ મહત્ત્વ હતું. એટલે ખેતીમાં જે જે વસ્તુની જરૂર પડતી તે બધી વસ્તુઓને તેઓ ખૂબ મહત્ત્વ આપતા. જે મોટી મોટી નદીઓમાંથી તેમને પાણી મળતું તેમના પર તેઓ અત્યંત પ્રેમ રાખતા અને તેમને પોતાનાં હિતકારી સ્વજનો સમી ગણતા.

ગાય અને તેની પ્રજા તેમને તેમના રોજના વહેવારમાં અને ખેતીમાં બહુ ઉપયોગી થતી. ગાય પાસેથી તેમને અમૂલ્ય દૂધ મળતું તેથી તેઓ ગાય અને તેની પ્રજાની ખાસ સંભાળ રાખતા અને તેની સ્તુતિ કરતા. તેમના જમાના પછી ગોરક્ષાનું સાચું કારણ લોકો ભૂલી ગયા અને ગાયની પૂજા કરવા લાગ્યા. એવી ખાલી પૂજાથી જાણે કોઈને કશો લાભ થવાનો હતો ! આર્યો પોતાની જાતને વિષે બહુ મગરૂર હતા તેથી હિંદની બીજી જાતિઓની સાથે વર્ણસંકર થાય તેની તેમને બહુ સૂગ હતી એટલે આવો સંકર અટકાવવાને તેમણે બીજી જાતિઓ સાથે આર્યોનાં લગ્ન ન થઈ શકે એવી મતલબના નિયમો અને બંધનો કર્યાં હતાં. લાંબે ગાળે એ જ નિયમો

અને બંધનોને પરિણામે હિંદમાં આજે જે જ્ઞાતિવ્યવસ્થા જાણવામાં છે તે ચાલુ થઈ. આજે એ વ્યવસ્થા અને તેના નિયમો તથા બંધનો છેક નકામાં અને હાસ્યાસ્પદ થઈ ગયાં છે. આજે તો વાત એટલે સુધી પહોંચી છે કે કેટલાક લોકો પોતાના જેવાં જ માણસોનો સ્પર્શ કરવામાં અને તેમની સાથે જમવા બેસવામાં પણ અધર્મ જુએ છે. સદ્ભાગ્યે આ મૂર્ખાઈ દિવસે દિવસે આપણે ત્યાંથી ઓછી થતી જાય છે.







નૂતન પાષાણયુગનાં માણસોનાં ઓજારો (પા. ૧૧૨)



સરોવરમાં બાંધેલો વાસ (પા. ૧૧૨)

૩૧

# રામાયણ અને મહાભારત

વેદો રચાયા તે વેદકાળના જમાના પછી મહાકાવ્યોનો યુગ આવ્યો. એ મહાકાવ્યો, એટલે કે મોટામોટા વીર પુરુષોની કથાનાં કાવ્યો તે જમાનામાં રચાયાં છે, તેથી તેને મહાકાવ્યોના યુગને નામે ઓળખવામાં આવે છે. આ બે મહાકાવ્યોના ગ્રંથોનાં નામ રામાયણ અને મહાભારત છે એની તને ખબર છે.

એ મહાકાવ્યોના જમાનામાં આર્યો વિન્ધ્ય પર્વત સુધીના ઉત્તર હિન્દના પ્રદેશમાં ફેલાઈ ગયા હોય એમ લાગે છે. મેં આ પહેલાં જ તને જણાવ્યું છે કે એ આખી ભૂમિનું નામ ત્યારથી આર્યાવર્ત પડ્યું. આજે સંયુક્ત પ્રાંતોનો જે પ્રદેશ છે તે તે સમયે મધ્ય દેશ એટલે કે વચગાળાનો મુલક કહેવાતો. તેની પૂર્વે આવેલા આજના બંગાળના પ્રદેશને વંગ દેશ કહેતા.

હવે તે જમાનાની એક હકીકત તારે માટે ખાસ જાણવા જેવી અને મજાની છે તે જણાવું. હિન્દનો નકશો જોઈને તે સમયે આર્યાવર્તનો પ્રદેશ હિમાલયથી માંડીને વિંધ્યાચળ સુધી કેવી રીતે પથરાયેલો પડ્યો છે તેની જો તું બરાબર કલ્પના કરી શકે તો તને ખ્યાલ આવશે કે તેની આકૃતિ બીજના ચંદ્રની કળા જેવી છે. એ કારણે આર્યાવર્તને ચંદ્રની ભૂમિ પણ કહેતા. ચંદ્ર તારો નામરાશી છે એટલે ઇન્દુભૂમિ એવું તેનું નામ પડ્યું હતું.

આર્ય લોકોને આ બીજની ઇંદુકળા બહુ પ્રિય હતી. ચંદ્રકળાની આકૃતિની બધી જગ્યાઓને તેઓ પુણ્યસ્થાનો

માનતા. વારાણુસી જેવાં તેમનાં ઘણાં મોટાં નગરો ચંદ્રકળાને આકારે વસ્યાં હતાં. તને ખ્યાલ છે કે નહિ તેની મને ખબર નથી પણ આપણે ત્યાં અલ્લાહાબાદની પાસે થઈને ગંગા પણ ઇન્દુકળાની છટાથી જ વહે છે.

તું જાણે છે કે રામાયણુમાં રામચંદ્ર અને સીતાની તેમજ લંકાના એટલે આજના સિલોનના રાજા રાવણુ સાથે તેમણે કરેલા યુદ્ધની કથા છે. એ મૂળ કથા કવિ વાલ્મીકિએ સંસ્કૃતમાં રચી હતી. ત્યાર પછી બીજી અનેક ભાષાઓના અનેક કવિઓએ તે કથા ફરી ફરીને ગાઈ છે. તે પૈકી સૌથી વિખ્યાત તુલસીદાસનું રચેલું રામચરિતમાનસ છે.

રામાયણુમાં કવિએ આપણુને જણાવ્યું છે કે રામને દક્ષિણુ ભારતના વાનરોએ સહાય કરી હતી. હનુમાન એ વાનરોનો મહાવીર હતો. એવો સંભવ છે કે આ રામાયણુની કથા મૂળે રાવણુની આગેવાની નીચે દક્ષિણુ ભારતના લોકોએ આર્યો સાથે કરેલી લડાઈઓની કથા હોય. એવો પણુ સંભવ છે કે રામાયણુમાં વર્ણવેલા વાનરો દક્ષિણુ હિન્દમાં વસતા શ્યામ વર્ણના લોકો હોય.

રામાયણુમાં અનેક સુંદર અને મનોરંજક કથાઓ છે. પણુ તે બધી હું અહીં કહેવા બેસતો નથી. તે બધી તારે જાતે જ વાંચી લેવી જોઈએ.

મહાભારતનું મહાકાવ્ય રામાયણુ પછી ઘણે લાંબે વખતે રચાયું. રામાયણુ કરતાં એ ગ્રંથ ઘણો મોટો છે. તેમાં દ્રવિડો અને આર્યો વચ્ચે થયેલાં યુદ્ધની વાતો નથી પણ આર્યો-ની અંદર અંદર થયેલા મહાભારત યુદ્ધની કથા છે. પણુ આ યુદ્ધકથા ઉપરાંત બીજી અનેક ઉદાત્ત વાતોઓ અને મહાન વિચારો એ મહાગ્રંથમાં ગૂંથેલાં છે. અને તે ઉપરાંત તેમાં ભગવદ્-ગીતાનું અનુપમ કાવ્યરત્ન આવેલું છે તે કારણે મહાભારત આપણુને સૌ ભારતવાસીઓને પ્રિય છે.

હજારો વર્ષો પૂર્વે ભારતવર્ષમાં રચાયેલા આ મહાન ગ્રંથો છે. માનવોમાં શ્રેષ્ઠ એવા પુરુષો વિના એવા ગ્રંથો કોણ રચી શકે? અને આટલા બધા સમય પૂર્વે રચાયેલાં હોવા છતાં આજે હિંદમાં તે બન્ને મહાકાવ્યો જીવન્ત છે. હિન્દનું દરેકેદરેક બાળક તેમની કથા જાણે છે અને મોટી વયનાં સ્ત્રી-પુરુષોનાં જીવન પર હજી પણ તે જ મહાકાવ્યોની અસર પહોંચતી માલૂમ પડે છે.

# શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા | ૨—૦—૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧—૦—૦ |
| ઓતરાતી દીવાલો | ૦—૬—૦ |
| લોકમાતા | ૦—૮—૦ |
| સ્મરણયાત્રા | ૨—૦—૦ |
| જીવતા તહેવારો | ૧—૦—૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦—૩—૦ |
| જીવનનો આનંદ | ૩—૦—૦ |
| બુદ્ધલીલા | ૦—૧૨—૦ |
| મધપૂડો | ૧—૦—૦ |
| સીતાહરણ | ૦—૧૨—૦ |
| કુંવરબાઈનું મામેરું (ટિપ્પણ સાથે) | ૦—૧૦—૦ |
| આબાદ હિન્દુસ્તાન ! | ૧—૦—૦ |
| હિન્દુસ્તાનની ગરીબાઈ | ૦—૧૪—૦ |
| કાવ્યપરિચય ભા. ૧લો | ૦—૧૦—૦ |
| ,, ભા. ૨જો | ૦—૧૨—૦ |
| બાપુ | ૦—૧૨—૦ |
| ગાંધીજી | ૦—૭—૦ |
| લોકપોથી | ૦—૧—૦ |
| નવલગ્રંથાવલિ | ૨—૦—૦ |

નવજીવન પ્રકાશન મંદિર,

અમદાવાદ

